॥ णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ॥

પૂજ્યપાદ, આગમજ્યોતિર્ધર, ધ્યાનસ્થ સ્વ૦ આગમોદ્ધારક, સૂરિવરશ્રીએ શ્રીનંદિસૂત્રચૂર્ણિ ગાથાધારે ફેરવેલી સ્વપ્રતિભાવડે તૈયાર કરેલ શ્રીઆગમપુરુષના મહિમાને સમજવા ઉપયોગી

શ્રી

# આગમપુરુષનું રહસ્ય

॥ आगमपर्यालोचनप्राणः आगमोपजीवी श्रमणः
卐 श्रामण्यसारमवाप्नोति ॥ 卐

પ્રકાશક —

શાહ બાબુલાલ સકરચંદ ટોપીવાળા

મંત્રી—શ્રી ગોડીજી જૈન મિત્ર

પાયધુની, મુંબઈ

વીર નિ સં ૨૪૮૦ | મૂલ્ય | 
વિક્રમ સં ૨૦૧૦ | | પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦

## ઉદાર આર્થિક સહાયકોની

# શુભ નામાવલિ

રૂા

| | | |
|---|---|---|
| ૭૫ | શેઠ વાડીલાલ દોલતરામ હસ્તે મૂલચંદભાઇ | મુંબઇ |
| ૫૦ | ભીખીબ્હેન કસ્તુરચંદ ન્યાલચંદ | ,, |
| ૫૦ | શેઠ બાપુલાલ રામચંદ | ,, |
| ૩૫ | શ્રી ગુજરાતી જૈન મંડલ | નાગપુર |
| ૨૫ | શેઠ જેશિંગલાલ રતનચંદ હસ્તે સુશીલાબ્હેન | મુંબઇ |
| ૨૫ | શેઠ ગિરધરલાલ જીવણલાલ | ,, |
| ૨૫ | શેઠ બાવચંદ રામજી દૂધવાળા | ,, |
| ૨૫ | શેઠ કલ્યાણજી વીરપાલ મ્હેતા | ,, |
| ૨૫ | શેઠ ઇશ્વરલાલ વાડીલાલ | ,, |
| ૨૫ | શેઠ કાંતિલાલ મોહનલાલ | ,, |
| ૨૫ | શેઠ સકરચંદ અમથાલાલ હસ્તે બાબુલાલ ટોપીવાળા | ,, |
| ૨૫ | શેઠ ભીખાચંદ લલ્લુચંદ હસ્તે ગજરાબ્હેન | ,, |

મુદ્રક -શાહ ગુલાબચંદ લલ્લુભાઇ
શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ-ભાવનગર

પરમારાધ્ય આગમાવતાર આગમસમ્રાટ્ બહુશ્રુત સૂરિપુરંદર

**ધ્યાનસ્થસ્વર્ગતાચાર્યદેવ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજી મ**

જન્મ વિ સ ૧૯૩૧ અસાડ વદ ૦)) કપડવંજ
દીક્ષા વિ સ ૧૯૪૭ મહા સુદ ૫ લીંબડી
પન્યાસપદ વિ સ ૧૯૬૦ જે સુ ૧૦ અમદાવાદ



આચાર્યપદ વિ સ ૧૯૭૪ વૈશાખ સુદ ૧૦ સુરત
આગમવાચના • વિ સ ૧૯૭૧ થી ૧૯૭૭
ધ્યાનસ્થદશામા સ્વર્ગવાસ વિ સ ૨૦૦૬ વૈ વ ૫ સુરત

शैलाणेशप्रबोद्धारमतिमतिभरादागमोद्धारदक्ष,
सिद्धाद्रौ सूर्यपुर्यां वरभवनकरं शैलताम्रागमस्य ।
मृत्युञ्जेतारमुच्चैर्निजतनुजहनाद्ध्यानमुद्रामभार्धां,
सिद्धान्ताधर्तौ सुधीरं नुत भविकजना मागरानंद सूरिम् ॥

સંવાદ્ય પ્રેસ,
નાગપુર

# સ્મરણાંજલિ

પરમપાવન-વિશ્વવત્સલ-કરુણામૂર્તિ શ્રી વીતરાગ પરમાત્માના
શાસનના અણમોલ નિધાનસમ-અતિગંભીર-રહસ્યાર્થપૂર્ણ-
શ્રી શ્રુતજ્ઞાનના પવિત્ર નિર્ઝરસ્વરૂપ
વર્ત્તમાનકાલીન પિસ્તાલીશ આગમોના
તલસ્પર્શી-તત્ત્વદર્શી અને અતિનિપુણ મનનાત્મક અભ્યાસ
અને રટણદ્વારા જેઓના દેહનો અણુએઅણુ શ્રુતજ્ઞાનના
પવિત્ર રણકારથી ગુંજી ઉઠેલ-

તે

પ્રાત સ્મરણીય સુગૃહીતનામધેય આગમોદ્ધારક
આગમાવતાર-આગમસમ્રાટ્
ધ્યાનસ્થસ્વર્ગત
આચાર્યશ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજની
પરમપુનિત આગમઉપાસના
આદિ અનેક શ્રુતાવ્યુચ્છિત્તિ-
પોષક કાર્યોનું
આ ક્ષણે
ભાવપૂર્ણ સ્મરણ કરી
મારી જાતને ધન્ય-કૃતાર્થ માનું છું.
લિ૦
સ્મરણકારી અભયની
ભૂરિ વંદના



# કૃ...ત...જ્ઞ...તા...ભ...ર્યું

વિશ્વવત્સલ-પરમકરુણામૂર્તિ જે શાસ્ત્રકાર ભગવંતોના ગંભીર
વચનોને જેઓએ સરલ-સુયોગ્ય ભાષામાં ઉપસ્થિત
કરી મારા જેવા અલ્પજ્ઞ પામર દુર્બોધ આત્માને
પણ **શ્રીઆગમપુરુષ** જેવા ગહન શાસ્ત્રીય
પદાર્થના યત્કિંચિત્ સ્વરૂપને સમજવા
ભાગ્યશાલી બનાવેલ છે-

**તે સમર્થ શ્રુતધર અનેક પૂર્વાચાર્ય ભગવંતોના**
**સુભગ-ઉપકારના પુનિત-સ્મરણપૂર્વક**

**શ્રીઆગમપુરુષ** જેવા શાસ્ત્રીય-અદ્ભુત પદાર્થને વર્તમાન
જૈન-જગત સામે પ્રથમ વાર ઉપસ્થિત કરનાર આગમ-
જ્યોતિર્ધર ધ્યાનસ્થ સ્વ **પૂ. આગમોદ્ધારકશ્રીના**
દિવ્ય શ્રુતજ્ઞાનના વારસાને જાળવી રાખી
અનેક ભવ્યાત્માઓને વિષમ ભવભયના

....સ....મ....ર્પ....ણ....

પાશમાથી બચાવવાના પુનિત કાર્ય
કરવા સાથે પ્રત્યક્ષ અને પરોક્ષરૂપે
શ્રીઆગમપુરુષ જેવા
ગહન શાસ્ત્રીય વિષયના વિવેચન
માટે મને પૂર્ણ ઉત્સાહિત કરેલ છે

— તે —

આગમસમ્રાટ્ પૂ૦ આગમોદ્ધારકશ્રીના પટ્ટવિભૂષણ
મૂળીનરેશબોધક શાંતમૂર્તિ
ગચ્છાધિપતિ આ. શ્રી માણેકસાગરસૂરીશ્વરશ્રીના
પુનિત કરકમલોમાં
કૃતજ્ઞતાપૂર્ણ નતમસ્તકે
આ લઘુ પુસ્તકનુ

સા....દ....ર....સ....મ....ર્પ....ણ

પૂ. આગમપ્રજ્ઞશિરોમણિ ધ્યાનસ્થસ્વર્ગત આચાર્યદેવ

## શ્રી આગમોદ્ધારકદેવશ્રી રચિત

# આધ્યાત્મિક પદ



ચિદાનંદ નિંદ કયા સોયા, તૂને નિજ રૂપ સબ ખોયા,
ઉઠો નિજ–રૂપ સંભારો, વિષય–જંજીર સબ ડારો ચિ ૧

જગતમે કો નહિં તેરા, જિસે તુ માનતા મેરા,
યૌવન ધન નાર પરિવારા, તડિત્ જિમ રેન ઉજિયારા ચિ ૨

એકલો જગતમે આયો, ન સાથી સંગ કો લાયો,
રચી દિન ચારકી બાજી, મસીદે રહી ગયે કાજી ચિ ૩

સુપન જંજાલ જગ જાની, ગહી નિજ રૂપ ચિત્ત ઠાની,
છિનક ભંગુર દુંખખાણી, લાગ્યો અણી ડાભ જયું પાની ચિ ૪

હંસ તુ માનસરવાસી, વસ્યો પરદેશ દુખરાશિ,
તજ્યો વિભાવ જગપાશી, આનંદ ચિત્ત ધાર સુખરાશિ ચિ ૫



॥ श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नमः ॥

# સંપાદકીય વકતવ્ય

અતુલ-પ્રભાવી શ્રીદેવગુરુની કૃપા અને ધ્યાનસ્થ-સ્વર્ગત શ્રીઆગમોદ્ધારકદેવશ્રીના પુનિત પ્રતાપે શાસ્ત્રાભ્યાસી વિદ્વજ્જનો સમક્ષ 'શ્રીઆગમપુરુષ' જેવા શાસ્ત્રીય-ગહન વિષયના આ લઘુ પુસ્તકને યથામતિ-યથાશક્તિ સંપાદિત કરી રજૂ કરતા અવર્ણનીય હર્ષની લાગણીઓ અનુભવાય છે

ખરેખર નાનકડા બીજમાથી ઘટાદાર વડના ઝાડની ઉત્પત્તિ ની જેમ પ્રારંભકાલે નહિ ધારેલ અને કાર્યક્ષમશક્તિના અભાવે અટપટી આવી પડતી અનેક વિઘ્ન વાહી પરિસ્થિતિઓમાથી પસાર થઇ તૈયાર થયેલુ આ સંપાદનકાર્ય મહાધુરધર વિદ્વાનોના મૌલિક સર્જનોની અપેક્ષાએ તો સામાન્ય કક્ષામા જ આવે, છતા મારી પોતાની શકિત અને સાધનસામગ્રીના વિચારની અપેક્ષાએ મહાભગીરથ કાર્ય પાર પાડયાનો આત્મસંતોષ અનુભવાય છે, કે જેમા મારી પોતાની શક્તિઓને ફાળે આવતી જવાબદારી કરતા પરમકરુણાસાગર પ્રાતઃસ્મરણીય શ્રીદેવ-ગુરુઓની કૃપાને જ ફાળે ગયેલી જવાબદારી મને પ્રધાન કારણ જણાય છે.

કે જેણે—વિ સ ૨૦૦૯ ના શ્રીઆદીશ્વર ધર્મશાલા (પાયધુની) મુંબઈના ચાતુર્માસ દરમ્યાન પૂ. ગુરુદેવશ્રી-

ના સદુપદેશથી અસાડ સુદ ૨ થી **શ્રી ગોડીજી**ના દહેરાસરે ચાલુ થયેલ **શ્રી પિસ્તાલીશ આગમ**ના તપની આરાધના કરનારા ( ૨૨૫ ) ભવ્યાત્માઓને એકેક આગમનું સ્વરૂપ **પૂ. પં. શ્રી રૂપવિજયજી મ. કૃત પીસ્તાલીશ આગમની પૂજાની** ઢાલના આધારે સમજાવતા પરમતારક **પૂ. આગમોદ્ધારક**શ્રીએ વારસામા આપેલ અભૂતપૂર્વ **શ્રી આગમપુરુષના** દિવ્ય વારસાની ઓળખાણ કરાવવાની સ્ફુરણા પ્રકટાવી અને તપની આરાધનાની વ્યવસ્થા સાચવનાર **શ્રી ગોડીજી જૈન મિત્રમડલના** માનદ સેક્રેટરી **શાહ બાબુલાલ સકરચદ ટોપીવાળા** અને **શ્રી સિદ્ધચક્ર સમાજના** મત્રી **શાહ કાંતિલાલ મોહનલાલની** શુભ પ્રેરણાથી **શ્રી ગોડીજી** જૈન દેરાસરના **મેનેજીંગ** ટ્રસ્ટી **શેઠ પાનાચદ રૂપચદ ઝવેરી**ના માનસમા **શ્રી ગોડીજી** મ ની પેઢી તરફથી **શ્રી આગમપુરુષ**નુ ભવ્ય તૈલચિત્ર બનાવવાની ઇચ્છા પ્રકટાવી.

પરિણામે પ્રખ્યાત ચિત્રકાર **શ્રી ગોકુલદાસ કાપડિયા**ની કલાપૂર્ણ કલમે ૩×૬ ફુટના વિલાયતી કેનવાસ ઉપર ભવ્ય કલાત્મક ચિત્ર તૈયાર થયુ ( કે જે આ પુસ્તકમા ( પા ૧ ઉપર ) છપાયેલ છે ) જેના પ્રથમ દર્શન મુબઇની જનતાએ સવત્સરીના પવિત્ર દિવસે **શેઠ અમરચદ કલ્યાણજીની વાડીમાં** કર્યા.

તે વખતે ભાવુક લોકોએ આ નવીન-અદ્ભુત વસ્તુને નિહાળી પ્રબલ જિજ્ઞાસા દર્શાવેલી કે–' આનુ રહસ્ય શુ ?' વગેરે તેથી તે જિજ્ઞાસાને સતોષવા ભાદરવા શુદ ૧૦ દિને

લાલવાડી( પરેલ )ના જૈન ઉપાશ્રયમા પૂ૦ આ૦ **શ્રી** વિજય **અમૃતસૂરીશ્વરજી** મ૦ની અધ્યક્ષતામા એક વ્યાખ્યાન યોજાયેલ જે વખતે વઢવાણનિવાસી ધર્મપ્રેમી શેઠ રતિલાલ જીવણલાલે( હાલ માટુગા ) એકવીશ મણમા શ્રી આગમપુરુષના તે ચિત્રને ખુલ્લુ મૂકી વાસક્ષેપ–પૂજનનો લાભ લીધેલ

તેવી જ રીતે મુ બઈની અગ્રગણ્ય અગ્યાર સ સ્થાઓ તરફથી **શ્રીનમિનાથજી** ઉપાશ્રયના વિશાલ વ્યાખ્યાન હૉલમા પૂ૦ **પ૦ શ્રી ભદ્રકરવિજયજી મ૦ પૂ૦ પ૦ શ્રી રામવિજયજી મ૦ પૂ૦ પ૦ શ્રી ધુરધરવિજયજી મ૦** તથા પૂ૦ **ગુરુદેવ શ્રી ધર્મસાગરજી** ગણિવરશ્રીની અધ્યક્ષતામા આસો વદ ૩ રવિવારે ૯ થી ૧૧ ‘ **શ્રી આગમપુરુષનુ રહસ્ય** ’ વિષય ઉપર જાહેર પ્રવચન થયેલુ, જેમા હજારોની સ ખ્યામા જનતાએ લાભ લીધેલ આ પ્રસ ગે પણ પાટણના ધર્મપ્રેમી **શેઠ નગીનદાસ કરમચ દ સઘવી**( હાલ અ ધેરી )એ પ્રથમ વાસક્ષેપપૂજાનો લાભ લીધેલ.

આ રીતે વ્યાખ્યાનો દ્વારા જનતા **શ્રી આગમપુરુષના** રહસ્યને કઈક સમજવા લાગેલ, છતા કેટલાક તત્ત્વજિજ્ઞાસુઓની માગણી આ વિષયના લઘુ પુસ્તક સ બ ધે ચાલુ હતી, તે પ્રસ ગે અનુકૂલતા બરાબર ન હોવાથી ભવિષ્યમા આ કામ માટે વિચાર રાખેલો ખરો

પણ મુ બઈથી વિહાર કરી મુલુ ડમા આવ્યા, ત્યા સ્વ૦ **સાધ્વીશ્રી તિલકશ્રીજીના** સમુદાયના **સાધ્વીશ્રી સુરપ્રભાશ્રીજીએ** આગમપુરુષના ચિત્રને જોઈ તેના રહસ્યની જિજ્ઞાસા

કરી, તે વખતે સાધ્વીજીઓ અને પોસાતી ભાઈઓ–બહેનોને બેથી અઢી કલાક સમજાવેલ, જે સાભળી સ્વ૦ **તિલકશ્રીજી** મ૦ ની આવતી( પો૦ વદ ૧૧ )ની પ્રથમ સ્વર્ગતિથિદિને બહાર પડનારા પુસ્તકમા શ્રી આગમપુરુષનું ચિત્ર મૂકવાની **સાધ્વી સુરપ્રભાશ્રીજીએ** સંમતિ માગી, સાથે જ તેના રહસ્યને સમજાવનાર થોડુક લખાણુ લખી આપવા વિનતી કરી.

તેમની જિજ્ઞાસા અને ગુણાનુરાગપૂર્ણ સાગ્રહ વિજ્ઞપ્તિને માન આપીને જ લખવા માટે કલમ ઉઠાવી તે વખતે આટલું બધું વિવેચન થવાની કલ્પના ન હતી.

પણુ દેવગુરુની અસીમ કૃપા અને પૂ૦ તારક **આગમોદ્ધારકદેવશ્રીના** પુનિત પ્રતાપના બલે જ આટલું લખવા સમર્થ થયો છું. અને આ બધામા **સાધ્વીશ્રી સુરપ્રભાશ્રી**નો શાસ્ત્રીય પદાર્થો તરફનો પ્રેમ અને ગુણાનુરાગ જ પ્રધાન હેતુભૂત છે.

જગતમા જોવાય છે કે, નિમિત્ત વિના પ્રબલ ઉપાદાન પણુ કાર્યાક્ષમ થઇ પડયું રહે છે તેમ **સાધ્વી સુરપ્રભાશ્રીજીની** પ્રેરણુા ન મળી હોત તો આ શાસ્ત્રીય વિષય ઉપર આવું લખાણુ સભવિત ન હતુ.

આ ઉપરાત આ કાર્યમા અનેક ધર્મપ્રેમી પુણ્યાત્માઓની શુભ પ્રેરણુા અને સહયોગની સહકારિતા સાપડી છે. જેમા પણુ મુખ્યત: પરમ તારક તપસ્વી પૂ. **ગુરુદેવશ્રી ધર્મસાગરજી મ.** નો જેટલો ઉપકાર કે આભાર માનુ તેટલો ઓછો છે, જેઓની અસીમ કૃપા અને યોગ્ય દોરવણી હેઠલ જ આવા

પવિત્ર કાર્યથી મારું જીવન ધન્ય બનવા પામ્યું છે. તેમજ **પૂ. મુનિરત્નશ્રી ગુણસાગરજી મ.** (જેઓએ પુસ્તકની સર્વાંગસુંદરતા માટે જરૂરી સાહિત્ય પૂરુ પાડ્યું છે) **પૂ. આગમોદ્ધારકદેવશ્રીના** ઉપસંપદાપ્રાપ્ત અંતેવાસી વિદ્વાન્ મુનિરાજ **શ્રી કંચનવિજયજી મ.** (જેઓએ અવારનવાર પત્ર દ્વારા અને રૂબરૂ **શ્રી આગમપુરુષ** જેવા ગહન શાસ્ત્રીય તત્ત્વની અનેક ગૂંચો અને વિવિધ માર્ગદર્શન આપવા કૃપા દાખવી છે) **પૂ. ક્ષેમંકરસાગરજી મ.** (જેઓએ પ્રૂફ સંશોધન–ભાષાકીય અશુદ્ધિઓ વિગેરેનું પરિમાર્જન તેમજ અ-પ્રસિદ્ધ તાત્ત્વિકપ્રશ્નોત્તરમાંના **આગમપુરુષ** સંબંધી પ્રશ્નો શોધી કાઢેલા, **પૂ. સૂર્યોદયસાગરજી મ.** (જેઓએ વિવિધ સૂચનો કરેલ છે) તથા **પૂ. શશિપ્રભસાગરજી મ.** (જેઓએ પૂ. **આગમોદ્ધારકશ્રી** રચિત **શ્રી અંગપુરુષપંચવિંશતિકાની** પ્રેસકોપી કરી આપેલ) વગેરે પુણ્યાત્માઓના ધર્મપ્રેમભર્યા સહકાર બદલ પુનઃ પુનઃ આભાર માનું છું

તેવી જ રીતે આ વિષયને સૂક્ષ્મદૃષ્ટિથી છણવા માટે જરૂરી તત્ત્વોની સામગ્રી એકઠી કરવા માટે તત્ત્વપ્રેમી **શાહ રતિ-લાલ મૂલચંદ** ભાવનગરવાળા (હાલ મુંબઇ) નો અને પુસ્તક-ના પ્રકાશનમાં સંપૂર્ણ પ્રેરણા આપનારા **ધર્મપ્રેમી શાહ બાબુભાઇ ટોપીવાળા** અને **શાહ કાંતિલાલ મોહનલાલ** વગેરે સદ્‌ગૃહસ્થોના પુનિત ધર્મપ્રેમની પણ સાદર નોંધ લેવી જરૂરી છે

છેવટે, આ પુસ્તિકામાં પૂ. આગમોદ્ધારકદેવશ્રીએ વર્ત-

માન જૈન જગત સામે શ્રુતજ્ઞાન-સાગરમાથી તારવીને રજૂ કરેલ **શ્રી આગમપુરુષ**ના ભવ્ય વારસાનો પરિચય કરાવવા યથાશકિત પ્રયાસ કર્યો છે મારા ધારવા પ્રમાણે આ વિષયનુ આ પ્રથમ જ પુસ્તક છે, પ્રયાસની સારાસારતા વિદ્વાનો તારવી શકે પણ આમા જેટલુ સારુ છે તે બધુ શાસ્ત્રકાર ભગવતો ના ગ્રથોમાનુ છે, મારુ આમા કઇ પણ નથી મે તો ફકત યથામતિ વિષયાનુરૂપ સંકલન કર્યું છે. બનતા પ્રયાસે સક લનમા વિસવાદિતા રહેવા ન પામે તેનુ સંપૂર્ણ ધ્યાન રાખ્યુ છે.

છતા જ્ઞાનાવરણીય ક્ષયોપશમની વિચિત્રતાથી કંઈ પણ શાસ્ત્ર-સામાચારી વિરુદ્ધ લખાયુ હોય તે બદલ ત્રિવિધે સકલ સઘ સમક્ષ મિથ્યાદુષ્કૃત દઉં છુ અને અજલિબદ્ધ નમ્ર પ્રાર્થના છે કે-સ્ખલનો મને સૂચિત કરી મારી વિપર્યાસબુદ્ધિ કે મતિમદતાના કારણે થતી શાસ્ત્રકાર ભગવંતોના વચનોની અવગણનાના અજાણતા થઇ જતા પાપમાથી બચાવે

આ પુસ્તિકાના પઠન મનનથી પુણ્યાત્માઓ પરમતારક શ્રુત જ્ઞાનના પવિત્ર મહિમાને પિછાણી તેના તરફ ગુણાનુરાગ કેળવી જીવનને વિશુદ્ધિના પથે ધપાવે એજ અતિમ શુભાભિલાષા

વીર નિ સ ૨૪૮૦ વિક્રમ સ ૨૦૧૦
શ્રાવણ સુદ ૮ શુક્રવાર
શ્રીપાર્શ્વનાથપ્રભુ નિર્વાણ કલ્યાણકદિન
ધાડીવાલ જૈન ધર્મશાળા
ભાજીમડી-ઇતવારી, નાગપુર-૨

લી૦
શ્રમણસઘનેતા
પૂ. શ્રી ધર્મસાગર ગણિવર
ચરણોપાસક
મુનિ અભયસાગર

# પૂર્તિ (સંપાદકીય વક્તવ્ય)

શ્રીઆગમપુરુષ જેવા ગહન અર્થગંભીર શાસ્ત્રીય વિષયના અટપટા સ્વરૂપને વ્યક્ત કરવાની જિજ્ઞાસાને ચિત્રરૂપે મૂર્તસ્વરૂપ આપવા માટે મારી પોતાની સીમિત અલ્પ શક્તિઓમા પૂ. પ્રૌઢપ્રતાપી પૂ. આ. શ્રીવિજયનેમિસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન સાહિત્યવિલાસી પૂ. આ. શ્રીવિજયઅમૃતસૂરીશ્વરજી મ. ના ઉદાત્ત-મધુર-પ્રોત્સાહક-પ્રેરણાદાયી વચનો અને તેઓશ્રીના શિષ્યરત્ન કર્મગ્રંથાદિ-સૂક્ષ્મવિચારનિપુણ પૂ. પં. શ્રીરામવિજયજી મહારાજની હાર્દિક લાગણીભરી મારા આ કાર્ય પ્રત્યેની મમતા (જેના લીધે પોતે પંન્યાસ તથા એક આંખે ઓછું દેખાવાની પરિસ્થિતિમા પણ માણસ લઈને સેન્ડહર્સ્ટ રોડથી પાયધુની-આદીશ્વર ધર્મશાળામા મારી પાસે (સામે પગલે ચાલીને) આવી શ્રીઆગમપુરુષ સંબંધી પોતાની યુક્તિપૂર્ણ તર્કબદ્ધ દલીલો ઠાલવતા, જેમાથી મને ઘણી કાચી સામગ્રી મળતી તથા પૂજ્યશ્રીએ લોકભોગ્ય ચાલુ દેશીમા પાંચ સ્તવનો બનાવી આપવાની કૃપા દાખવી) તેમજ તર્કશાસ્ત્રના પ્રકાંડ વિદ્વાન્ સાહિત્યશિરોમણિ પૂ. વિદ્વદ્વર્ય પંન્યાસશ્રી ધુરન્ધરવિજયજી મહારાજશ્રીનો અનહદ ધર્મપ્રેમનો સુમધુર સુમેળ (તેઓશ્રીએ કલાકોના કલાકો મારી સાથે આ સંબંધી શાસ્ત્રીય ચર્ચા અને ચિત્રને સર્વાંગસુંદર બનાવવા પૂરતી કાળજી સેવીને શ્રુતજ્ઞાનની અપૂર્વભક્તિ દર્શાવેલી) બનવા પામ્યો છે ત્યારે જ આ ભગીરથ કાર્યમા યત્કિંચિત્ માનસિક સંતોષ વ્યક્ત કરનારી સફળતા મળી દેખાય છે. આ જ મુજબ બીજા પણ જે જે મહાનુભાવોએ મારા આ કાર્યમા સહાયતા કરી ધર્મપ્રેમ દાખવ્યો છે તે બધાની સાદર નોંધ લઉં છું.

# વિ...ચા...ર...પુ...ષ્પો

" માણુસના અંતરમા વસી રહેલા ક્રોધ અને ધિક્કારને ભેગા કરીએ તો ઘડીના છઠ્ઠા ભાગમા દુનિયા નાશ પામે, એ ભેગા નથી થતા તેથી જ વ્યવહાર ચાલે છે.

દુન્યવી ડહાપણુના પુસ્તકમા એકનો આંકડો જ નથી એટલે તો એ ડહાપણુ સદાકાલ ડહોલાયેલું જ હોય છે, 'મેં ત્રણુ વખત કર્યું કે પાચ વખત કર્યું' આ જાતનું 'अहं' થતું જ હોય છે, અને આ રસ્તે ડહાપણુના નામે અજ્ઞાન જ બહાર આવતું હોય છે.

ધ્યાન રાખવું જરૂરી છે કે-પાયાની દૃઢતા વિનાની ઈમારત દેખાવડી-ભવ્ય છતા પરિણામે મહાનર્થકારી નિવડે છે, તેથી "दंसणमूलो धम्मो" સૂત્ર જીવનમાથી જેટલે અંશે વિસરાય કે અવગણાય તેટલે અંશે જણાતી વ્યાવહારિક મહાન્ સિદ્ધિઓ પણુ ભાવિમા રૂના પોલની પેઠે અચાનક ઊડી જઇ અવનતિના મહાન્ ગર્ત્તામા જીવનને ધકેલનારી નિવડે છે."

॥ जिनाज्ञा परमो धर्मः ॥

# પ્રકાશકીય નિવેદન

અમને આજે આ પવિત્ર પુસ્તક પ્રકાશિત કરતાં અત્યંત આનંદ થાય છે, એટલું જ નહિ પણ અમે અમારા અહોભાગ્ય માનીએ છીએ કે ધર્મક્રિયાઓ-તપસ્યાઓ વગેરેની આરાધના કરવા-કરાવવાના પુનિત કાર્યો કરવાના હેતુસર સ્થપાએલ અમારા મંડલને આજે પરમતારક પવિત્ર શ્રુતજ્ઞાનના અદ્ભુત અલૌકિક રહસ્યને સમજાવનારા ' શ્રી આગમપુરુષ ' જેવી શાસ્ત્રીય વસ્તુના રહસ્યને સમજાવનારા પુસ્તકનુ પ્રકાશન કરવાનો સુઅવસર સાંપડ્યો છે

જૈનશાસને અનેક પ્રકારની વિષમતાઓથી ભરપૂર પણ પંચમકાલમા ભવ્યાત્માઓને તરણતારણહાર તરીકે વીતરાગપ્રભુનું બિંબ અને શ્રુતજ્ઞાનને જણાવેલ છે-કે જે પૂ. જિનવિજયજી મ૦ કૃત **શ્રી મહાવીરપ્રભુ સ્તવનમા** સાંભળીએ છીએ કે—

" જિન કેવળી પૂરવધર વિરહે, ફણિસમ પંચમ કાળજી;
તેહનું ઝેર નિવારણ મણિસમ, તુજ આગમ તુજ બિંબજી
—વીર જિણંદ જગત્ ઉપગારી૦ "

આજ પ્રમાણે પૂ. શ્રી વીરવિજયજી મ. પણ શ્રી અંતરાયકર્મની પૂજા( ઢા. ૭ ગા. ૫ )મા જણાવે છે કે—

" વિષમકાલ જિનબિંબ જિનાગમ,
ભવિયણકુ આધારા-જિણંદા તોરી૦ "

આ બધા ઉપરથી સમજાય છે કે-ભવ્યાત્માઓને કલ્યાણ-માર્ગે સંચરવા માટે શ્રુતજ્ઞાન અત્યુપયોગી છે, તેથી આ પુસ્તકમા તેના અત્યદ્ભુત મહિમાને સમજાવનાર **શ્રીઆગમપુરુષની** શાસ્ત્રીય ઉપમાના રહસ્યની શાસ્ત્રાધારે વિવેચના કરી છે.

પૂ મહારાજશ્રીએ ચાલુ વિહાર અને બીજા અનેક કાર્યો-નાથી સમય કાઢીને પણ આ પુસ્તકનુ આલેખન કરવા જે કૃપા દર્શાવી છે, તે બદલ અમે ભૂરિ અનુમોદના કરીએ છીએ.

વળી આ પુસ્તકમા સુરતના આગમમંદિરના આગમપુરુષનો બ્લોક છાપવા આપવા માટે પૂ મુનિરાજ **શ્રી ગુણસાગરજી મ.**-નો, પૂ. **આગમોદ્ધારકદેવશ્રીના** થ્રીકલર બ્લોક છાપી આપવા માટે **શ્રી આગમોદ્ધારક સંસ્થાનો** તથા પુસ્તકમા ચર્ચિલ ગહન વિષયને પણ સુરમ્ય શાસ્ત્રીય ગવેષણા પૂર્ણદૃષ્ટિએ સુદર રીતે આલેખી '**આમુખ**' લખી આપનાર સુરતના ધર્મપ્રેમી પ્રોફેસર શ્રી હીરાલાલ રસિકદાસ કાપડિયા M A (મુંબઇ અને સુરતની કૉલેજના ગણિત અને અર્ધમાગધીના પ્રાધ્યાપક)ના ધર્મપ્રેમ અને પુનિત સહકારની ભાવભરી નોધ લઉં છુ

પુસ્તિકાના પ્રકાશનની સુંદરતા, શુદ્ધ છપાઈ વગેરે માટે પૂરતુ ધ્યાન આપવા છતા છદ્મસ્થસુલભ રહી ગએલી ક્ષતિયો બદલ ક્ષમા પ્રાર્થું છુ. અને પૂ મહારાજશ્રીએ શ્રુતજ્ઞાનના પવિત્ર માહાત્મ્યને ઓળખાવવાના જે શુભ આશયથી આ લખાણ કર્યું છે, તે આશયને વાચકો સફલ બનાવે એ શુભેચ્છા.

| | |
|---|---|
| વીરનિ સ. ૨૪૮૦ વિ સ ૨૦૧૦<br>શ્રાવણ સુદ ૩ રવિવાર<br>રિફાઇનરી બિલ્ડીંગ ધનજી સ્ટ્રીટ<br>૨-અગિયારીલેન મુબઇ ૩ | લી૦ શ્રી સઘસેવક<br>શાહ બાબુલાલ સકરચંદ<br>ટોપીવાળા<br>માનદમત્રી-શ્રીગોડીજી જૈનાગમગ્રંથમાળા |

# વિ...ષ...યા...નુ...ક્ર...મ

# આ...મુ...ખ

( લે૦—પ્રો હીરાલાલ ર. કાપડિયા એમ એ )

આ પુસ્તકના પ્રણેતા મુનિશ્રી અભયસાગર છે એઓ જૈન શાસનના અગ્રગણ્ય સુકાની ‘આગમોદ્ધારક’ આનદસાગરસૂરિજીના સતાનીય થાય છે—એમના ધર્મ-પ્રપૌત્ર છે આ મુનિના ગુરુનુ નામ ધર્મસાગરજી છે અને એઓ ‘ગણિ’ પદવીથી અલકૃત છે, જ્યારે એમના પ્રગુરુનુ નામ ચન્દ્રસાગરજી છે અને એઓ ‘સૂરિ’ જેવી મહાપદવીથી વિભૂષિત છે આ મુનિએ બાલ્યવયમા લગભગ સાડા છ વર્ષની ઉમ્મરે વિ સ ૧૯૮૮માં જૈન દીક્ષા લીધી હતી આથી હુ એમને ‘ગર્ભાષ્ટમ’ના એક ઉદાહરણરૂપ ગણુ છુ એમણે ‘સીમધર-શોભા-તરગ’ના સપાદનાર્થે જે પરિશ્રમ સેવ્યો છે એ ઉપરથી એઓ પુષ્કળ ખતથી કાર્ય કરનારા છે એવી છાપ એ સમયે મને પડી હતી તે આજે આ પુસ્તક વાંચતાં દૃઢ બને છે

જૈનોના અનેક મનનીય આગમો ( શાસ્ત્રો ) છે એમાના એકનુ નામ નદી છે એના ઉપર ગદ્યમા મુખ્યતયા પાઇય ( પ્રાકૃત ) ભાષામા અને કેટલીક વાર સસ્કૃત અને પાઇયના મિશ્રણરૂપ ભાષામાં વિવરણ રચાયુ છે એને ‘ચુણ્ણિ’ ( સ ચૂર્ણિ ) કહે છે એના કર્તા જિનદાસગણિ મહત્તર છે એમણે આ ચુણ્ણિ શકસવત્ ૫૯૮મા અર્થાત્ વિ સ ૭૩૩મા રચ્યાનુ સામાન્ય રીતે મનાય છે, જ્યારે આગમોદ્ધારકના મતે તો એ શકસવત્ ૫૦૦મા લખાયેલી છે આ ચુણ્ણિ( પત્ર ૪૭ )-મા નિમ્નલિખિત ગાથા છે કે જેને લક્ષ્યમાં રાખીને આ પુસ્તકની યોજના કરાઇ છે —

“ पादयुगं जंघोरू गातदुवगं च दो य बाहूता(?तो) ।
गीवा सिर च पुरिसो बारसअंगो सुतविसिट्ठो ॥ ”

આ ગાથા આ નંદીની સમભાવભાવી હરિભદ્રસૂરિએ રચેલી વૃત્તિ (પત્ર ૯૦) અને વ્યાખ્યાવિશારદ મલયગિરિસૂરિની વૃત્તિ (પત્ર ૨૦૩આ) મા કઇક પાઠભેદપૂર્વક જોવાય છે એ ગાથાને મે **આર્હત આગમોનુ અવલોકન યાને તત્ત્વરસિકચન્દ્રિકા** નામના મારા પુસ્તક (ભા ૧, પૃ ૬૦)મા ઈ સ ૧૯૩૯મા સ્થાન આપ્યુ હતુ આ પુસ્તકની એક નકલ મે એ સમયે આગમોદ્ધારકને સાદર ઉપહાર તરીકે મોકલાવી ત્યારે એ એમના શિષ્ય મુનિશ્રી ગુણસાગરજીના જોવામા આવી એ ઉપરથી ઉપર્યુક્ત ગાથાના આધારે આગમ-પુરુષની પ્રતિકૃતિ તૈયાર કરાવવાના ચક્ર ગતિમાન થયા આનુ એક ફળ એ આવ્યુ કે વિ સં. ૧૯૯૯માં પાલીતાણામાં "શ્રીવર્ધમાન-જૈન-આગમ-મદિર"ના પ્રતિષ્ઠાના માગલિક પ્રસગે "આગમ-પુરુષ"ની પ્રતિકૃતિ 'ટી-બોર્ડ'મા તૈયાર કરાવી ધાર્મિક વરઘોડાના સાબેલારૂપે ફેરવવામા આવી

આગળ જતા આનુ વિશિષ્ટ ફળ એ આવ્યુ કે અહીં (સુરતમા) ભવ્ય આગમ-મદિર જોતજોતામા તૈયાર કરાતા એમા આગમ-પુરુષની સીમેન્ટ (CEMENT)ના પાટિયા ઉપર પ્રતિકૃતિ બનાવવામા આવી અને એને આ મદિરના ભૂમિગૃહમા સ્થાન અપાયુ

આ આગમપુરુષનો સક્ષિપ્ત પરિચય મે "શ્રીઆચારાગસૂત્ર"ને અગેના મારા વક્તવ્યમા તેમજ "આનદસુધા-સિન્ધુ" (ભા ૨)મા "સુવર્ણાક્ષરી આગમ-પુરુષ" તરીકે છપાયેલા મારા કથનમાં આપ્યો છે

નંદીની ચુણ્ણિગત ઉપર્યુક્ત ગાથા એ આગમ-પુરુષને લગતુ સૂત્રાત્મક લખાણ છે મારા એ સબધી પરિચયને જો એનુ સક્ષિપ્ત ભાષ્ય ગણી શકાય તો આ પ્રસ્તુત પુસ્તકને એના વિસ્તૃત વિવરણ તરીકે નિર્દેશી શકાય

કોઇ પણ વસ્તુનો-પદાર્થનો સચોટ બોધ કરાવવો હોય તો તે માટેનો એક માર્ગ તે એનુ સુપરિચિત અન્ય વસ્તુ સાથેનુ સતુલન પૂરુ પાડવાનો છે—એને યોગ્ય ઉપમા આપવી એ છે

જૈન દર્શનનો વિચાર કરીશુ તો જણાશે કે એને અગેના સાહિત્યમાં 'લોક' માટે વૈશાખસ્થાને રહેલ અને કેડે બે હાથ રાખીને ઊભેલા [1]પુરુષની, 'દર્શનો' માટે [2]મનુષ્યની અને 'આગમો' માટે પુરુષની ઉપમા અપાઇ છે જૈન આગમોને 'સમ્યક્-શ્રુત' (સક્ષેપમા 'શ્રુત') તેમજ 'પ્રવચન' પણ કહેવામા આવે છે અને એથી તો 'આગમ-પુરુષ' એ અર્થમા શ્રુત-પુરુષ (પા સુત્તપુરિસ) અને પ્રવચન-પુરુષ (પા પવયણ-પુરિસ) એવા પ્રયોગ દૃષ્ટિગોચર થાય છે

આગમોને ઉદ્દેશીને જે સ્તુત્યાત્મક કૃતિઓ રચાઇ છે તેમા એ આગમો માટે—દ્વાદશાગ ગણિપિટક માટે વિવિધ ઉપમાઓનો—જાતજાતના રૂપકોનો પ્રયોગ કરાયેલો જોવાય છે આની ઝાખી આપણને આ પુસ્તક (પૃ ૩-૫)મા કરાવાઈ છે ખરી, પરતુ એમ કરતી વેળા કાલક્રમે કે ઉપમાની તરતમતા મુજબ કે છેવટે કઇ નહીં તો ઉપમાઓના અકારાદિક્રમે એમ કરાયુ હોત તો આ કાર્ય વિશેષત સાધક થતે આ વિષયનુ વિસ્તૃત નિરૂપણ કરવા જેવુ છે જૈન આગમો માટે જે જે વિશિષ્ટ ઉપમા કે રૂપકની સસ્કૃત કે પાઇય ગિરામા ગૂથણી કરાઇ છે તે સર્વને એકત્રિત કરી એ મૂળ લખાણ ગુજરાતી અનુવાદ તેમજ અન્ય આવશ્યક સામગ્રી સહિત રજૂ થવુ ઘટે સાથે સાથે ગુજરાતી જેવી પ્રાદેશિક ભાષામા પણ આવુ જે લખાણ હોય તો તેને પણ સ્થાન અપાવુ જોઇએ વિશેષમા આવો કોઇ પ્રયાસ અન્યાન્ય ધર્માવલબીઓ તરફથી પોતપોતાના આગમો માટે કરાયો હોય તો તેનો

---

૧ સરખાવો **પ્રશમરતિ**નુ નિમ્નલિખિત ૨૧૦મુ પદ્ય —

" जीवाजीवा द्रव्यमिति षड्विध भवति लोक पुरुषोऽयम् ।
वैशाखस्थानस्थ पुरुष इव कटिस्थकरयुग्म ॥ २१० ॥ "

૨ સરખાવો અધ્યાત્મનિષ્ઠ આનદઘનજીકૃત **નમિજિનસ્તવન**ના પ્રારભિક શબ્દો—

" ષડ્દર્શન જિન-અગ ભણીજે "

સંતુલનાર્થે નિર્દેશ થવો ઘટે સંક્ષેપમાં કહું તો "આગમોના અલંકારો" જેવા નામથી એક લઘુ પુસ્તક રચાઈ પ્રસિદ્ધ થવું ઘટે તેમ થતાં કાવ્યશાસ્ત્રના અભ્યાસીઓને વિવિધ ઉપમા અને રૂપકોના અભ્યાસ માટેની સામગ્રી મળી રહેશે, આગમોના અનુરાગીઓની એ પ્રત્યેની ભક્તિ જાગૃત થશે અને સંસ્કૃતાદિ સાહિત્યના ઉદ્યાનોના રંગબેરંગી સુવાસિત પુષ્પોની જગતને લહાણી મળશે

હવે આપણે મુખ્ય વિષયનો વિચાર કરીશું તો જણાશે કે આગમ-પુરુષને અંગે નીચે મુજબના અગિયાર મુદ્દા વિચારવા જેવા જણાય છે

(૧) "આગમ-પુરુષ" એવો પ્રયોગ સમુચિત છે ? અને તેમ હોય તો એવો પ્રથમ પ્રયોગ કોણે ક્યારે ક્યાં કર્યો છે ?

(૨) "આગમ-પુરુષ" માટે પર્યાયો છે ? અને હોય તો તે કયા ?

(૩) "આગમ-પુરુષ"નું વિસ્તારથી સ્વરૂપ સૌથી પ્રથમ કોણે કયાં નિર્દેશ્યું છે ?

(૪) "આગમ-પુરુષ" નો અર્થ શો છે ?

(૫) "આગમ-પુરુષ" ને અંગેની ગાથામાં બાર જ અવયવો (અંગો) કેમ ગણાવાયા છે ?

(૬) "આગમ-પુરુષ" ના વર્ણનનો ક્રમ કેવી રીતે સંગત ગણાય ?

(૭) "આગમ-પુરુષ" ની પ્રાચીનમાં પ્રાચીન પ્રતિકૃતિ કઈ અને કયાં છે ?

(૮) "આગમ-પુરુષ"ની પ્રતિકૃતિમાં જમણાં અંગોને ડાબાં કરતાં પ્રાધાન્ય આપવાનું શું કારણ છે ?

(૯) અમુક જ આગમોની અમુક જ અવયવના સ્થાને યોજના કરવા પાછળ શો હેતુ છે ?

( ૧૦ ) " આગમ-પુરુષ "ની પ્રતિકૃતિમા બાર અગો ઉપરાતના આગમોનો સમાવેશ કોણે કેમ અને કયારે પ્રથમ કર્યો છે ?

( ૧૧ ) " આગમ-પુરુષ " ની પ્રતિકૃતિમા એના આલેખનને માટે અમુક જ મુદ્રા હોવાનુ વિધાન છે ?

અહીં ગણાવાયેલો દરેક દરેક મુદ્દો આ પુસ્તકમા ચર્ચાયો નથી આથી જરૂર જણાતાં એવા કેટલાક મુદ્દાઓ વિષે મારુ વકતવ્ય સક્ષેપ-મા હુ રજૂ કરીશ એટલુ જ નહિ પણ જે મુદ્દાઓ ચર્ચાયા છે તેમા પણ કઇ સૂચન કરવા જેવુ હશે તો તેમ કરીશ

( ૧ ) " આગમ-પુરુષ " એવો પ્રયોગ સમુચિત છે, કેમકે સુત-પુરિસ અને પ્રવચન-પુરુષ જેવા પ્રયોગો આજથી હજારેક વર્ષ પૂર્વેની કૃતિ-ઓમા જોવાય છે અને આગમનો સુત્ત અને પ્રવચન તરીકેનો નિર્દેશ સુમાન્ય છે અણુઓગદ્દાર ( સુત્ત ૪૩ )મા કહ્યુ પણ છે કે—

" सुअ-सुत्त-गंथ-सिद्धंत-सासणे आणवयण उवएसे ।
पन्नवण आगमेऽवि अ एगट्ठा पज्जवा सुत्ते ॥ "[1]

વળી તત્ત્વાર્થસૂત્ર ( અ૦ ૧, સૂ૦ ૨૦ )ના સ્વોપજ્ઞ ભાષ્ય ( પૃ ૮૮ )મા શ્રુત, આપ્તવચન, આગમ, ઉપદેશ, ઐતિહ્ય, આમ્નાય, પ્રવચન અને જિનવચનને એકાર્થક કહ્યા છે

પૃ૦ ૧૫ મા સૂચવાયુ છે કે " આગમ-પુરુષ એ વ્યાવહારિક નામ છે".

આગમ-પુરુષ એવો પ્રયોગ સૌથી પ્રથમ આગમોદ્ધારક તરફથી કરાયો હોય એમ લાગે છે, અને અહીંના ( સુરતના ) આગમ-મદિરમા આગમ-પુરુષની સ્થાપના થયા બાદ એ વિશેષત પ્રચલિત બન્યો છે આને લઇને, પ્રસ્તુત પુસ્તકના શીર્ષકમાં એને, નહિ કે પ્રવચન-પુરુષ જેવાને સ્થાન અપાયુ છે

---

૧ આની 'મલધારી' હેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ( પત્ર ૩૮ આ )માં " प्रवचनमिति पाठान्तर " એવો ઉલ્લેખ છે એટલે મૂળમા 'पवयण' એવો પણ પાઠ હશે

આપણા દેશમાં વ્યાવહારિક તેમજ ધાર્મિક ક્ષેત્રમા પુરુષને સ્ત્રીની અપેક્ષાએ પ્રાધાન્ય અપાયુ છે વળી જૈન ધર્મ પુરુષ-પ્રધાન છે એટલે આગમ કે એવા પર્યાય સાથે 'પુરુષ' શબ્દ યોજાયો છે, નહિ કે સ્ત્રી

(૨) "આગમ-પુરુષ" એ અર્થમા પાઇયમાં [૧]"સુત-પુરિસ," અને સસ્કૃતમાં [૨]"શ્રુત-પુરુષ," [૩]"શ્રુતપરમપુરુષોત્તમ", અને [૪]"પ્રવચન-પુરુષ" એમ પર્યાયો વપરાયા છે અને એ સમુચિત છે.

(૩) "આગમ-પુરુષ" નુ સ્વરૂપ, ઉપલબ્ધ સાહિત્ય જોતા જિનદાસગણિ મહત્તરે સૌથી પ્રથમ વિસ્તારથી દર્શાવ્યુ છે એમણે આ બાબત નદી ઉપરની એમની ચુણ્ણિ (પત્ર ૪૭)મા એક પદ્યરૂપે રજૂ કરી છે

(૪) "આગમ-પુરુષ" નો અર્થ "આગમ યાને શ્રુતરૂપ પુરુષ" છે, એમ નદી (સુત્ત ૪૪)ની મલયગિરિસૂરિકૃત [૫]વૃત્તિ (પત્ર ૨૦૩ આ) જોતા જણાય છે

"આગમ-પુરુષ" એ સસ્કૃત ભાષાનો કર્મધારય સમાસ છે, અને એ ગુજરાતીમા પણ વપરાયો છે અને વપરાય છે એનો વિગ્રહ સસ્કૃતમા નીચે મુજબ બે રીતે આપી શકાય.—

(૧) **आगम एव पुरुष**, અને (૨) **आगम पुरुष इव.**

(૫) પૃ ૧૬ના ટિપ્પણમા એ પ્રશ્ન રજૂ કરાયો છે કે સામાન્ય રીતે શરીરના આઠ અગ ગણાવાય છે તો અહીં બાર કેમ? વળી અહીં પેટ અને પીઠને જતા કેમ કરાયા છે એ પ્રશ્ન પણ ઉઠાવાયો છે

આ સબધમા આગમોદ્ધારકનુ તાત્ત્વિક પ્રશ્નોત્તર (પ્રશ્નાક ૧૧૭)

---

૧ જુઓ પૃ૦ ૭

૨-૩ એજન પૃ૦ ૭

૪ એજન પૃ૦ ૮

૫ એજન પૃ૦ ૮

ને અગેનુ વક્તવ્ય આપણને ત્રીજા પરિશિષ્ટ( પૃ ૩૭-૩૬ )માથી જાણવા મળે છે આથી અહીં તો હુ એટલુ જ કહીશ કે કોઇ એક ઉપનિષદમા "पुरुषो वै यज्ञः" જેવો પાઠ હોવાનુ અને ત્યા પુરુષનાં ૧૮ અગો ગણાવ્યાનુ વાચ્યાનુ મને સ્ફુરે છે વળી "ઊંટના ૧૮ અગ વાકા" એવા ઉલ્લેખવાળી એક આધુનિક યુગની સુપ્રસિદ્ધ કવિતા પણ છે

( ૬ ) "આગમ-પુરુષ"ના વર્ણનનો પ્રારભ ચરણથી કરાયો છે, નહિ કે મસ્તકથી આનુ કારણ આ પુસ્તક ( પૃ ૫૪ )મા દર્શાવાયુ છે, પરતુ કાવ્યશાસ્ત્ર અને સામુદ્રિકશાસ્ત્રના એકેક આકર-ગ્રથમાથી આના સમર્થનાર્થે એકેક અવતરણ અપાયુ હોત તો ઠીક થાત

આ સબધમાં કુમારસભવ( સ ૧, શ્લો ૩૩ )ની મલ્લિનાથકૃત ટીકા ( પૃ ૧૬ ) જોતા એમ જણાય છે કે દેવ-દેવીના વર્ણનો પગથી શરૂ કરવાની પ્રથા હોઇ તેમ કરાય છે દા ત રાયપ્પસેણઇજ્જ ( સુત્ત ૩૯ )મા સૂર્યાભદેવના સિદ્ધાયતનની ૧૦૮ જિન-પ્રતિમાઓનુ વર્ણન[1], પજ્જોસવણાકપ્પ( સુત્ત ૩૬ )મા લક્ષ્મીદેવીનુ વર્ણન, કુમારસભવ-( સ ૧, શ્લો ૩૩-૪૮ )મા પાર્વતીનુ વર્ણન, અને હીરસૌભાગ્ય( સર્ગ ૮, શ્લો ૧૬-૧૬૯ )માં શાસનદેવતાનું વર્ણન એ પગથી કરાયા છે.

ઓવવાઇય ( સુત્ત ૧૬, આર્હત મતપ્રભાકર દ્વારા પ્રકાશિત )મા શ્રમણ ભગવાન [2]મહાવીરસ્વામીનુ વર્ણન મસ્તકથી અપાયુ છે [3]

---

૧ અહીં પગના તળિયાની સાથે સાથે હથેળીનો પણ ઉલ્લેખ છે, પણ એ તો ગ્રથનુ કલેવર નાહક ન વધી જાય તે માટે હશે આ જિન-પ્રતિમાઓ પદ્માસને છે, એટલે સૌથી પ્રથમ હથેલીનો અને ત્યાર બાદ એ જેના ઉપર રહેલી છે તેનો એટલે કે ચરણનો વિચાર કરાય તે ન્યાય્ય છે

૨ આ સબધમા મે "વિભુ વર્ધમાનની વૈગ્રહિક વિભૂતિ" ના તા ૨૩-૮-૩૩ના મારા લેખમા વિચાર કર્યો છે. એ લેખ "જૈન ધર્મ પ્રકાશ ' ( પુ ૪૯, અ ૬ )મા વિ સ ૧૯૮૯ના ભાદરવાના અકમાં છપાયો છે

૩ સૂરપણ્ણત્તિ( સુત્ત ૧ )ની વૃત્તિ ( પત્ર ૨ આ )મા મલયગિરિ-

વસુદેવહિંડીના ચોથા લભક( પૃ ૧૬૨ )મા ઋષભદેવ યુવાવસ્થામા આવ્યા તે સમયનુ એમનુ વર્ણન અને આ મહત્ત્વપૂર્ણ ગ્રથના આઠમા લભક( પૃ ૨૦૪ )મા વસુદેવનુ વર્ણન પણ મસ્તકથી શરૂ કરાયુ છે

[1]ઉપદેશકલ્પવલ્લી ( પલ્લવ ૨૧ )મા ધર્મહસ ગુરુનુ વર્ણન પણ આ જ ક્રમથી છે

પરિશિષ્ટપર્વ( સર્ગ ૪, શ્લો ૪૦-૪૩ )મા મુનિવર જબૂસ્વામીનુ વર્ણન અને હીરસૌભાગ્ય ( સ. ૩, શ્લો ૮૩-૧૧૪ )મા હીરકુમાર-( હીરવિજયસૂરિ )નુ વર્ણન મસ્તકથી—કેશથી કરાયુ છે

અણુત્તરોવવાઇયદસા ( વગ્ગ ૩, સુત્ત ૩ )મા તપસ્વી મુનિરત્ન ધન્યનુ વર્ણન પગની આગળી, જઘા, જાનુ એ ક્રમે છેક મસ્તક સુધી છે

" આગમ-પુરુષ " એ મૂળે દ્વાદશાગ ગણિપિટકરૂપ છે અને અર્થ-દૃષ્ટિએ એના પ્રરૂપક દેવાધિદેવ તીર્થંકર છે આથી આપણે " આગમ-પુરુષ "ને ' દેવ ' સમાન ગણી શકીએ—એને ' લૌકિક ' ન માનતા એનો ' લોકોત્તર ' તરીકે નિર્દેશ કરી શકીએ આ પ્રમાણેની વિચારણા જે અત્યારે મને સ્ફુરે છે તે જો ન્યાયસગત હોય તો આ વિષે વિશેષ કહેવાનુ રહેતુ નથી નહિ તો એના સપ્રમાણ ઉત્તર આપવાનુ કાર્ય વિશેષજ્ઞોને હુ ભળાવુ છુ

આ સબધમા ફરી વિચાર કરતા એમ લાગે છે કે—

" આગમ-પુરુષ "ના અવયવો કયા ક્રમે વર્ણવવા જોઇએ એ પ્રશ્ન માટે અહીં અવકાશ જ ક્યાં છે ? અહી તો આચાર વગેરે બાર અગોની યોજના માટે " આગમ-પુરુષ " ના કયા કયા અવયવોનો ઉલ્લેખ કરવો એ વિચારવાનુ છે

---

સૂરિએ મહાવીરસ્વામીનુ વર્ણન મસ્તકના કેશથી શરૂ કરી છેવટે પગના તળિયાના વર્ણનથી સમાપ્ત કર્યુ છે

૧ આ ઇન્દ્રહસે વિ સ ૧૫૫૫મા રચેલી વૃત્તિનુ નામ છે આ વૃત્તિ " मण्णह जिणाणमाण "થી શરૂ થતી કૃતિ ( સજ્ઝાય ) ઉપરની છે

ચૂર્ણિકારે સ્વતંત્ર રીતે, "આગમ-પુરુષ" ના અવયવોના વર્ણનનું કામ ઉપાડયું નથી એઓ તો આચાર વગેરેને લક્ષ્યમાં રાખીને અવયવોનો નિર્દેશ કરી રહ્યા છે જો વસ્તુસ્થિતિ આમ જ હોય તો પછી અંગપ્રવિષ્ટ બાર આગમોના ક્રમનો જ વિચાર કરવાનો રહ્યો સૌથી પ્રથમ ચૌદ પુવ્વ (સં પૂર્વ)ની રચના કરાઇ છે એ દિટ્ઠિવાયનો મુખ્ય અને ખાસ મહત્ત્વનો અંશ છે આ પછી દિટ્ઠિવાયના બીજા અંશોની યોજના થઇ હો કે ન થઇ હો, પણ એક રીતે દિટ્ઠિવાયની રચના સૌથી પ્રથમ થઈ એમ કહી શકાય

બાર અંગોના રચના-ક્રમથી એનો સ્થાપના-ક્રમ ભિન્ન છે સ્થાપના-ક્રમમાં તો આયારનું સ્થાન પહેલું, સૂયગડનું બીજું અને એ રીતે દિટ્ઠિવાયનું છેલ્લું-બારમું છે

દિટ્ઠિવાય એ બાર અંગોમાં જ નહિ, પરંતુ સમસ્ત આગમોમાં શ્રેષ્ઠ છે એ સર્વ આગમોના મુગટમણિ સમાન છે આથી એને "આગમપુરુષ"ના મસ્તકે સ્થાન અપાય એ સ્વાભાવિક છે, અને જો એ વાત એક વાર સ્વીકારી લેવાય તો સ્થાપનાક્રમે આયાર વગેરેનો ઉલ્લેખ કરતી વેળા આયારને ચરણમાં જ સ્થાન અપાય, અને ત્યાંથી જ અન્ય આગમોની-અવશિષ્ટ અગિયાર અંગોના નિર્દેશની વાત રજૂ કરાય અને ચૂર્ણિકારે એમ જ કર્યું છે

(૭) "આગમ-પુરુષ" ની બાર અંગો ઉપરાતના આગમો પૂરતી એક પ્રતિકૃતિ વિષે મે "શ્રી આચારાંગ-સૂત્ર"ને અંગેના મારા વક્તવ્યમાં ઉલ્લેખ કર્યો હતો આની નોંધ અભયસાગરજીએ આ પુસ્તક (પૃ ૫૩)-માં લીધી છે વિશેષમાં એમણે પૃ ૫૧માં આ પ્રતિકૃતિ એમને ક્યાંથી મળી ઇત્યાદિ બાબતોનો ઉલ્લેખ કર્યો છે આ પ્રતિકૃતિની પૂર્વેની કોઇ પ્રતિકૃતિ ચિત્ર કે મૂર્તિરૂપે મારા જોવા-જાણવામાં નથી નંદીની ચુણ્ણિની કે પછી એની ઉપર્યુક્ત બે વૃત્તિઓની હાથ-પોથીઓ તપાસતાં આવી કોઇ પ્રતિકૃતિ આલેખાયેલી મળી આવે તો ના નહિ

( ૮ ) એમ જણાય છે કે પરાપૂર્વથી બે બાજુઓમાંથી જમણી બાજુને મુખ્ય અને ડાબી બાજુને ગૌણ ગણવાની પ્રથા ચાલી આવે છે આ આકસ્મિક ઘટના હોય તો પણ એ પ્રથા રૂઢ થવાથી–" शास्त्राद् रूढिर्बलीयसी " એ ન્યાયે એને ચાલુ રખાઈ હશે આ વાત " આગમ-પુરુષ "ની પ્રતિકૃતિ સાથે બધબેસતી ગણાય તો પછી એ હિસાબે " આગમ-પુરુષ " ના અવયવોનુ આલેખન કરતી વેળા એના [1]જમણા ચરણને, [2]જમણી જઘાને અને જમણી ભુજાને તે તે ડાબા અવયવ કરતા પ્રાધાન્ય અપાય એ સ્વાભાવિક છે વળી " આગમ-પુરુષ " જ્યારે પુરુષ છે તો પછી પુરુષના જમણા અવયવોને ડાબા કરતા અગ્ર પદ અપાય એમા શી નવાઈ ?

( ૯ ) પૃ ૪-૫મા મે જે અગિયાર મુદ્દાઓ ગણાવ્યા છે તેમા સૌથી મહત્ત્વનો મુદ્દો આ નવમો છે અને તેમ હોઈ એની વિચારણા આ પુસ્તકમા [3]વિસ્તારથી પૃ ૧૯-૪૨મા કરાઈ છે તે આવકારદાયક છે. એમ લાગે છે કે આ મુદ્દાની ચર્ચા આ પૂર્વે કોઈએ કરી હોય એમ જાણવામા નથી આથી આ દિશામા અભયસાગરજીએ સવિનય પગલુ ભર્યુ છે તે સાહસિક ગણાય તેવુ હોવા છતા પ્રશસાને પાત્ર છે, કેમકે એ આ બાબતનો યથાર્થ વિચાર કરવા પ્રેરે છે

અનુત્તર વિમાનોમા ઉત્પન્ન થવાનુ જે કારણ પૃ ૩૦મા અપાયુ

---

૧ જમણો પગ આગળ રાખી અને ડાબા પગને પાછળ રાખી વીરાસન કરાય છે એમ પૃ ૨૦મા ઉલ્લેખ છે

૨ આનો અર્થ " ઘૂટીથી ઘૂટણ સુધીનો પગનો ભાગ " એમ થાય છે કેટલાક આનો ' જાંઘ ' એવો અર્થ કરે છે, પણ મને તો એ ભ્રાત જણાય છે આ પુસ્તક ( પૃ ૨૧ અને ૪૨ )મા ' પિંડી ' એવો જે અર્થ અપાયો છે તે પણ વાસ્તવિક નથી એવુ મારુ નમ્ર મતવ્ય છે

૩ પૃ ૩૮-૪૧ મા આચારાદિના ક્રમે પઠન-પાઠન કરવાની સકારણતા દર્શાવાઈ છે. પૃ ૪૨-૪૯મા સમુચ્ચય-દૃષ્ટિથી વિચારણા કરાઈ છે.

છે તે વિચારણીય જણાય છે સૂયગડ (સુય ૧, અ ૬) ના ૨૪ મા પદ્યમાં તેમજ પણ્હાવાગરણ (સુય ૨, દ્વાર ૪) વગેરેમા 'લવસત્તમ' એ શબ્દગુચ્છ નજરે પડે છે શીલાંકસૂરિએ [1]સૂયગડની ટીકા (પત્ર ૧૫૦)-મા નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે —

"लवसत्तमा पञ्चानुत्तरवासिनो देवा सर्वोत्कृष्टस्थितिवर्त्तिनः प्रधाना । यदि किल तेषा सप्त लवा आयुष्कमभविष्यत् ततः सिद्धिगमनमभविष्यदित्यतो लवसत्तमास्तेऽभिधीयन्ते ।"

આ ઉપરથી બે વાત તારવી શકાય છે (૧) 'લવસત્તમ' એ પાચે 'અનુત્તર' વિમાનના સર્વોત્કૃષ્ટ સ્થિતિવાળા અર્થાત્ ૩૩ સાગરોપમ જેટલા આયુષ્યવાળા દેવો છે (૨) એ 'લવસત્તમ' દેવોનુ પૂર્વ ભવમા આયુષ્ય સાત લવ જેટલુ વધારે હોત તો તેઓ એ જ ભવમા મોક્ષે જાત આનો અર્થ એ થયો કે આયુષ્યની દોરી જરાક જેટલી ટૂકી પડવાથી એમને અનુત્તર વિમાનમા ઉત્પન્ન થવુ પડે છે

(૧૦) આ મુદ્દા ઉપર પૃ ૫૦-૫૨ગત લખાણ પ્રકાશ પાડે છે એમ જણાય છે કે વિ સ ૨૦૦૩મા ઉદયપુરમાથી જે "આગમ-પુરુષ" નુ ચિત્ર મળ્યુ છે તેમા ૧૧ અગોને જ નહિ પરતુ ૪૫ આગમોને સ્થાન અપાયુ છે આ ચિત્ર સોએક વર્ષ જેટલુ પ્રાચીન હોય એમ લાગે છે. આ પૂર્વેની કોઇ પ્રતિકૃતિ મળે નહિ ત્યાં સુધી તો આ દિશામા પહેલ કરનાર તરીકે આ ચિત્રના આલેખનકારનો જ નિર્દેશ કરવો ઉચિત સમજાય છે

આગમોદ્ધારકે "આગમ-પુરુષ"ની પ્રતિકૃતિમા ૪૫ આગમોને સ્થાન આપ્યુ છે તે એમનો આગમોનો તલસ્પર્શી અભ્યાસ વગેરે જોતા આ પ્રવૃત્તિને ન્યાયસગત મનાવવા પ્રેરે છે

---

૧ આ અગ નિર્જુક્તિ અને શીલાંકસૂરિકૃત ટીકા સહિત બે ભાગમા "ગોડીપાર્શ્વ જૈન ગ્રથમાલા" માં પ્રકાશિત થયેલુ છે એના પ્રથમ ભાગનો આ પૃષ્ઠાક છે

(૧૧) "આગમ-પુરુષ"ના નવીન ચિત્રનો પરિચય આપતા પૃ ૫૩મા કાયોત્સર્ગ-મુદ્રાનો ઉલ્લેખ છે આથી સૌથી પ્રથમ તો એ પ્રશ્ન ઉદ્ભવે છે કે કાયોત્સર્ગમા તો હથેલીઓ ચત્તી રખાય છે તો આ પ્રતિકૃતિમા તો તેમ નથી તેનુ શુ ? [1]શુ અભય-મુદ્રાને બદલે ભૂલથી કાયોત્સર્ગ-મુદ્રા એવો ઉલ્લેખ થઇ ગયો છે? આ તો ઉપલક દૃષ્ટિનો પ્રશ્ન છે, પરતુ મહત્ત્વનો પ્રશ્ન તો એ ઉદ્ભવે છે કે કાયોત્સર્ગ-મુદ્રા, વ્યાખ્યાન-મુદ્રા કે અન્ય કોઈ મુદ્રા પૈકી અમુક જ મુદ્રા હોવી જોઇએ એવુ કોઇ પ્રામાણિક વિધાન આ માટે છે ખરુ ? શુ "આગમ-પુરુષ"-ની ઉપર્યુક્ત હાથપોથીમા પ્રતિકૃતિમા કાયોત્સર્ગ-મુદ્રા જેવી જણાતી મુદ્રા જોઇ એને અહીં પણ સ્થાન અપાયુ છે ?

આ પુસ્તકમા "આગમ-પુરુષ"ના ચાર ચિત્રો અપાયા છે એ પૈકી પ્રથમ પૃષ્ઠની સામે અપાયેલા ચિત્રનુ સામાન્ય સક્ષિપ્ત સ્વરૂપ પૃ. ૫૩-૫૪મા રજૂ કરાયુ છે, જ્યારે એનું વિશિષ્ટ વિસ્તૃત સ્વરૂપ પૃ ૫૪-૭૦મા વિચારાયુ છે હું આ ચિત્રના નીચે મુજબ બે વિભાગ કલ્પી એ વિષે થોડુક કહુ છુ —

(૧) "આગમ-પુરુષ"નો દેહ અને (૨) એનાથી અતિરિક્ત અર્થાત્ એ દેહની બહાર રહેલા પદાર્થો

બીજા વિભાગમા સૂર્ય અને એના કિરણો, સરોવર, કમળની નાળ, મહાકમળ, નાના નાના દસ કમળો અને ભામડલનો સમાવેશ થાય છે એને અગેના સમીકરણો નીચે મુજબ છે —

સૂર્ય=કેવલજ્ઞાન
સૂર્યના કિરણો=તીર્થંકરની મહોર છાપ
સરોવર=ગણધરોનો આત્મા, એમનુ માનસ

---

૧. અનાદિ કાળની અશુભ પ્રવૃત્તિઓની નાગચૂડમાથી જગતને શ્રુતજ્ઞાન-આગમ-પુરુષ અભયદાન અપાવે છે એવો ભાવ આ મુદ્રા દર્શાવી શકે

કમળની નાળ=ત્રિપદી

મહાકમળ=ગણધરોના જ્ઞાનાવરણ કર્મોનો ક્ષયોપશમ

નાના નાનાં દસ કમળો=દસ પઇણ્ણગો (પ્રકીર્ણકો)

ભામ ડલ=ભીમ વૃત્તિ (પૃ ૬૯)

દસ પ્રકીર્ણકોને શા માટે કમળ ગણવા એ બાબત આ પુસ્તકમા કયા સમજાવાઇ છે ?

"આગમ-પુરુષ"ના દેહ ઉપર કટિભાગમા વસ્ત્ર છે, બાકીનો દેહ ઉઘાડો છે કટિભાગના ઉપર કદોરો છે એ કદોરો મોતીના ઝૂમખા વડે શોભે છે કદોરાવાળો કમરપટો રત્ને મઢેલો છે, અને એની વચમાં મહામુદ્રા છે. આ સબધમા બે સમીકરણો દર્શાવી શકાય તેમ છે —

કમરપટાના રત્નો=ગમો અને ભગો (પૃ ૬૭)[1]
માણિક્યજડિત મુદ્રા=સ્યાદ્વાદમુદ્રા

કટિભાગ ઉપરનુ વસ્ત્ર, કદોરો, કદોરા ઉપરના મોતીઓ અને મસ્તક ઉપરના વાળ એ શાને આભારી છે તે પુસ્તકમા કોઇ સ્થલે સૂચનાયુ હોય એમ જણાતુ નથી

વળી આ કટિ-વસ્ત્ર સાથે સબદ્ધ અને અતમાં તરેહવાળી કોરવાળો કપડાનો ભાગ જે લટકતો રખાયો છે તો તેમ કરવાનુ કારણ પણ

---

૧ આને અગે જે પકિત અપાઇ છે તે ससारदावानलस्तुतिनी પાદ-પૂર્તિરૂપ મહાવીરસ્વામીની "नम्रेन्द्रमौलि०"થી શરૂ થતી સ્તુતિના નિમ્ન-લિખિત ત્રીજા પદ્યના બીજા ચરણનુ સ્મરણ કરાવે છે —

"नानारत्नैं सुभगमतुलप्रौढसादृश्यपाठै-
र्विज्ञज्ञातैर्बहुनयभरेस्सप्तभङ्गैरुपेतम् ।
युक्त्या जैन समयमुदधिं कीर्त्तयाम्यस्मि काम
बोधागाध सुपदपदवीनीरपूराभिरामम् ॥"

દર્શાવાયું નથી બાકી કેટલીક કાયોત્સર્ગ-મુદ્રાવાળી જિનપ્રતિમામા આવો દેખાવ જોવાય છે ખરો

"આગમ-પુરુષ"ના દેહ ઉપર જુદા જુદા ભાગમા બાર વર્તુલો છે અને તેમાં ૧, ૨ એમ અંકો છે આ અંકોથી બાર અંગનો નિર્દેશ કરાયો છે, પરંતુ અંગો સાથે સંકલિત બાર ઉપાંગો (ઉપાંગો) દર્શાવવા માટે જે વ્યવસ્થા કરાઇ હોય તે જણાતી નથી આ વર્તુલોમા રંગ પૂર્યો હશે તો એ રંગ દેખાય તે માટેની વ્યવસ્થા કરાવી જોઈતી હતી.

આ પુસ્તકમા પાંચ પરિશિષ્ટો છે, અને એની પૃષ્ઠસંખ્યા લગભગ મૂળ લખાણના જેટલી છે.

પ્રથમ પરિશિષ્ટમાં "આગમ-પુરુષ"મા આગમોની જે યોજના થઇ છે તે હકીકત ગુજરાતી પદ્યમા અપાઇ છે આ એક આધુનિક મુનિવરની સામાન્ય રચના છે, તેમ છતાં આ જાતનો પ્રયાસ અન્યત્ર કરાયેલો જણાતો નથી એટલે એ દૃષ્ટિએ મહત્ત્વની ગણાય

બીજા પરિશિષ્ટમાં અંગપુરુષપંચવિંશતિકા નામની સંસ્કૃત કૃતિ અને એનો ગુજરાતી ભાવાર્થ અપાયા છે મૂળ કૃતિ ૨૬ પદ્યમા મોટે ભાગે ઉપજાતિમા આગમોદ્ધારકે રચી છે અને એ વિશેષ મહત્ત્વની છે આ મૂળ કૃતિ આ પૂર્વે "શ્રીઆચારાંગસૂત્ર" (પૃ ૫)મા પ્રસિદ્ધ કરાઇ છે જ્યારે અભયસાગરજીએ આપેલો ગુજરાતી ભાવાર્થ તો પહેલી વાર રજૂ થયો છે

ત્રીજુ પરિશિષ્ટ મહત્તાની દૃષ્ટિએ બીજા પરિશિષ્ટો કરતાં ચડે છે એમાં અપાયેલા [1]પાંચ પ્રશ્નોના ઉત્તરોમા આગમોદ્ધારકની તાર્કિકતાનુ દર્શન થાય છે મૂળ લખાણ સંસ્કૃતમા છે એનો પણ ગુજરાતી અનુવાદ અભયસાગરજીએ કર્યો છે

ચોથુ પરિશિષ્ટ સૌથી મોટુ છે. એમા ઉપલબ્ધ ૪૫ આગમોના પ્રથમ અંગાદિ છ વર્ગો સૂચવી એની રૂપરેખા આલેખાઇ છે સાર બાદ

૪૫ આગમોના વિષય તેમજ એના અને એને લગતા વિવરણોના પરિમાણ પૂરતી માહિતી સક્ષેપમા અપાઇ છે (વિવરણકારોના નામ અપાયાં હોત તો આ કાર્ય વધારે દીપી ઊઠત)

આથી એના સતુલનાર્થે તેમજ આગમોનો વિસ્તૃત પરિચય મેળવવા માટે ગુજરાતી કૃતિઓ તરીકે **આગમોનુ દિગ્દર્શન** અને એ મારી કૃતિ ઉપરથી પ્રેરણા મેળવીને[2] યોજાયેલી [3]**પ્રવચનકિરણાવલીનો** હુ નિર્દેશ કરુ તો કેમ ?

પાચમુ પરિશિષ્ટ આગમપુરુષને અગે કરાએલી પ્રવૃત્તિઓનુ સૂચન કરે છે

આ પુસ્તકમા કેટલીક વ્યાકરણવિષયક અશુદ્ધિ છે

કેટલેક સ્થળે વાક્યો ઘણા લાબા અને તે પણ અલ્પવિરામ જેવા ચિહ્ન વિનાના હોવાથી સુવાચ્યતામા ક્ષતિ પહોચાડે છે અને અર્થ-ગ્રહણનુ કાર્ય દુઃસાધ્ય બનાવે છે

અવતરણો આપતી વેળા કેટલીક વાર પૂરેપૂરો સ્થલનિર્દેશ કરાયો નથી અને કોઇ કોઇ અવતરણ તો સુપ્રસિદ્ધ મુદ્રિત કૃતિઓ સાથે મેળવતા એમાં પરિવર્તન કરાયેલુ જોવાય છે (દા ત જુઓ પૃ. ૭ગત ઉદ્ધરણ ૬ ને ૭)

જે બીના વ્યાખ્યામા છે તે વ્યાખ્યેયમા છે એવો ભ્રામક ઉલ્લેખ કોઇ કોઇ વાર કરાયો છે (દા ત જુઓ ત્રીજુ પરિશિષ્ટ પૃ ૩૪ ને

---

૧ પ્રથમ પ્રશ્ન એ ઉઠાવાયો છે કે જ્ઞાન એ આત્માનો ગુણ છે અને આગમ એ શ્રુતજ્ઞાનરૂપ છે તો આત્મા અમૂર્ત હોવાથી એનો ગુણ જ્યારે અમૂર્ત ગણાય તો આગમને અગે પુરુષ જેવી મૂર્ત કલ્પના કેમ ?

૨ આ બાબત સૌથી પ્રથમ જૈનાચાર્ય શ્રીવિજયકસ્તૂરસૂરિજી તરફથી અને બે વર્ષ ઉપર સ્વય ગ્રથકારને મુખે જાણવા મળી છે

૩ આમા વૃત્તિગત વિષય એવી રીતે રજૂ થયો છે કે જાણે એ મૂળગત હોય

૩૫ ) સરતચૂકથી "મલધારી હેમચન્દ્રસૂરિ "ને બદલે "મલયગિરિ સૂરિ "નુ નામ આપવા જેવી ભુલ પણ થઇ છે (જુઓ પૃ ૮)

ઉપલબ્ધ આગમો અદ્ધમાગહી ( સ અર્ધમાગધી )મા રચાયા હોઇ શુદ્ધ અને પૂરેપૂરી શાસ્ત્રીયતા જાળવવા માટે એના નામો અદ્ધમાગહીમા અપાવા જોઇએ તેને બદલે આ પુસ્તકમા તેમજ "આગમ-પુરુષ"ની નવેસરથી યોજાયેલી પ્રતિકૃતિમા પણ નામો સસ્કૃતમા અપાયા છે આથી સાચી શાસ્ત્રીયતા જળવાઇ રહી નથી અને જૈન આગમોથી અપરિચિત જનોને નાહક ભ્રમનુ કારણ પૂરુ પડાયુ છે.

એવા પણ કેટલાક વિધાનો કરાયા છે કે જે કોઇને આવેશપૂર્ણ જણાય એટલુ જ નહિ પણ અપ્રાસગિક લાગે તો નવાઈ નહિ

કેટલાક વિચારો ખેચડાયા છે તે સમુચિત સકલના માટેની પૂરી તૈયારી નહિ કરાઇ હશે એમ સૂચવે છે

આમ ભિન્ન ભિન્ન પ્રકારની જે ક્ષતિઓ આ પુસ્તકમા પ્રવેશી છે તે સહેલાઇથી દૂર થઇ શકે તેમ છે એટલે એ બાબત ઉપર હવે પછીના સસ્કરણમા પૂરતુ ધ્યાન અપાતા અને જિજ્ઞાસાની તીવ્રતાની દ્યોતક જે કેટલીક બાબતો વિષે અભયસાગરજીએ વિદ્વાનોનુ લક્ષ્ય ખેચ્યુ છે ( જુઓ પરિશિષ્ટનાં પૃ ૨૧, ૪૮, ૫૦ અને ૫૬ ) તેના સપ્રમાણ ઉત્તર મળી જતા આ પુસ્તકની આજે પણ જે મહત્તા છે તેમા વૃદ્ધિ થશે

અતમાં હુ આ પુસ્તક જૈન સાહિત્યમા અભિનવ અને આવકાર દાયક ભાત પાડે છે એટલુ સૂચવુ છુ અને સાથે સાથે જૈન શાસનની અને સાહિત્યની સમુચિત સેવા અભયસાગરજી કરતા રહે અને એ દ્વારા એમના ધર્મ-પ્રપિતામહના સુગૃહીત નામ અને હૃદયગમ કામને દિપાવે એ અભિલાષા પ્રદર્શિત કરુ છુ

સાંકડીશેરી, ગોપીપુરા,
સુરત.
તા ૮-૮-૫૪

હીરાલાલ ર કાપડિયા

॥ श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नमोनमः ॥

# શ્રી આગમપુરુષનું રહસ્ય

સંસારમાં દરેક આત્માઓ દરેક ભવમાં યથોપલબ્ધ સામગ્રીના આધારે સુખ-શાંતિના અનુભવ માટે મથામણી કરતા હોય છે, પણ યથોચિત મનધાર્યું ફલ કોઇ જ નથી મેળવી શકતું, આ વાત સહુને ઓછાવત્તા પ્રમાણમાં સ્વાનુભવસિદ્ધ છે.

આ વાતને વિચારક પુરુષો વિવેકપૂર્વક જ્યારે વિચારે છે, ત્યારે આમ થવામાં સાધનોની કે સાધકની યોગ્યતાની ખામી જેટલી જવાબદાર નથી જણાતી તેના કરતા કરાતી પ્રવૃત્તિઓના લક્ષ્યની ચોકસાઈ કે સચ્ચાઈની ખામી વધારે પડતી જણાઇ આવે છે.

આ જ કારણથી જગતના સુજ્ઞ વિચારક પુરુષો જગતના જીવ માત્રને પોતાની પ્રવૃત્તિઓનું અંતિમ પરિણામ સ્વહિતની સાધનારૂપે પરિણમે તેવા આદર્શ જીવનપંથની વ્યવસ્થા બતાવનાર લોકોત્તર તીર્થંકર પરમાત્મા પ્રતિ પોતાનો અતિશય કૃતજ્ઞતાભર્યો આદરભાવ વ્યક્ત કરી તેઓશ્રીની યોગ્ય ઉપાસના દ્વારા પોતાને કૃતાર્થ માનતા હોય છે.

પણ તે અલૌકિક–અદ્ભુત તીર્થંકર પરમાત્માની સાચી અને સંપૂર્ણ ઓળખાણ જગતના પદાર્થોની રાગવૃત્તિમા ફસાયેલા પ્રાણીઓને દુર્લભ હોય છે, તેથી તે તે પરમકરુણાનિધિ સમર્થ શ્રુતજ્ઞાની ગણધરભગવંત આદિ સૂરિપુંગવોએ તીર્થંકર પરમાત્માએ નિર્દેશેલા ત્રિકાલાબાધિત ટંકશાલી વચનોને સુવ્યવસ્થિતપણે ટકાવી રાખી વચનોની અવિસંવાદિતાના આધારે પણ તે તરણતારણહાર તીર્થંકર પરમાત્માના અદ્ભુત વ્યક્તિત્વનો યત્કિંચિત્ પણ પરિચય મેળવે અને પરિણામે પ્રબલ ગુણાનુરાગના સામર્થ્યને કેળવી પોતાના આત્મામા રહેલ અનંત જ્ઞાનાદિ ગુણોની સંપદાનું ભાન મેળવી શકવાની સુયોગ્ય વ્યવસ્થા કરેલ છે, તેથી જ કવિકુલશિરોમણિ અને શાસ્ત્રીયગહનભાવપૂર્ણ પૂજાઓના સમર્થ રચયિતા **શ્રી વીરવિજયજી** મહારાજશ્રી જણાવે છે કે—

“ વિષમકાલ જિનબિંબ જિનાગમ,
ભવિયણકું આધારા ..જિણંદા તોરી૦ ”

આ ઉપરથી યથાસમયે વિવેકબુદ્ધિનો પ્રાદુર્ભાવ ન થવાના કારણે તીર્થંકર પરમાત્માના યથાર્થ સ્વરૂપને ઓળખી ન શકનારા ભવ્યાત્માઓના હિતાર્થે વીતરાગ પરમાત્માએ ભાખેલા સુંદર યથાર્થ તત્ત્વોને વર્ણવનાર શ્રુતજ્ઞાનની અત્યાવશ્યકતા છે, માટે જ પરમપૂજ્ય, સુભગનામધેય, શાસ્ત્રતત્ત્વદર્શી, સમર્થ આચાર્યભગવંત **શ્રી હરિભદ્રસૂરીશ્વરજી** મ૦ આદિ શાસ્ત્રકાર ભગવંતોએ આસન્નભવ્યના લક્ષણો સૂચવતા શાસ્ત્રો ઉપર અત્યદ્ભુત ગૌરવભર્યાં બહુમાનને મુખ્યપણે વર્ણવ્યુ છે.

આ બધું વિચારતા કલ્યાણસાધનાના પથે વિહરવા માટે મુમુક્ષુઓને શ્રુતજ્ઞાન-ભક્તિ કેળવવાની પ્રધાન આવશ્યકતા સમજાય છે, તે સૂચવવા-જણાવવા માટે પૂર્વાચાર્ય ભગવંતોએ શાસ્ત્રોમા, ગ્રથોમા, સ્તુતિઓમા અને સ્તવનો વગેરેમા શ્રુત જ્ઞાનના અત્યદ્ભુત મહિમાને દર્શાવનારી વિવિધ લૌકિક ઉપમાઓ વર્ણવી છે, જેમાની એકેક ઉપમાનું ઊડાણથી મનન કરતા તીર્થંકરપરમાત્માઓની લોકોત્તર ઉપકારિતા, જગત્‌માત્રને કલ્યાણપથે ચઢાવવાની તેઓની સહજસુભગ પ્રવૃત્તિ અને અત્યદ્ભુત અપૂર્વ આત્મશક્તિ આદિનું ભાન પૂર્વાચાર્યોએ ઊંડા વિચારપૂર્વક મૂકેલા તે તે શબ્દોની ગહન ભાવભરી રચનામાંથી થઈ આવે છે

શ્રુતજ્ઞાનના મહિમાને લાક્ષણિક શૈલીમા સમજાવનારી આવી અત્યદ્ભુત ઉપમાઓ શાસ્ત્રો-ગ્રંથો વગેરેમા ઘણી ઘણી છે, તેમાની થોડીક સામાન્ય ખ્યાલ આવી રહે તેટલા પૂરતી દિગ્દર્શન-રૂપે બતાવાય છે—

| ક્રમાક | ઉપમા | ઉપમાસ્થલ | સ્થલનિર્દેશ |
|---|---|---|---|
| ૧ | જેઠ મહિનાનો વરસાદ | कषायतापार्दित० | 'नमोऽस्तु वर्द्धमानाय०' ની ત્રીજી ગાથા |
| ૨ | ચદ્ર | कलङ्कनिर्मुक्तममुक्त० | 'विशाललोचनदल०' ની ત્રીજી ગાથા |
| ૩ | યાન(વાહન) | निव्वाणमग्गे० | 'कल्लाणकंदं०' સ્તુતિની ત્રીજી ગાથા |
| ૪ | યાન(વાહન) | अन्नाणसंतुक्खलणे० | 'कल्लाणकंद०' પાદપૂર્તિ સ્તુતિ-ની ત્રીજી ગાથા |

| ક્રમાંક | ઉપમા | ઉપમાસ્થલ | સ્થલનિર્દેશ |
|---|---|---|---|
| ૫ | કિલ્લો | अन्नाणसत्तुक्खलणे० | 'कल्लाणकंद०' પાદપૂર્તિ સ્તુતિની ત્રીજી ગાથા |
| ૬ | સમુદ્ર | बोधागाध० | 'संसारदावानल०' ની ત્રીજી ગાથા |
| ૭ | સમુદ્ર | नानारत्नैः सुभग० | 'ससारदावा०' ની પાદપૂર્તિ સ્તુતિની ત્રીજી ગાથા |
| ૮ | દીપક | अर्हद्वक्त्रप्रसूत० | 'स्नातस्याप्रतिमस्य०' ની ત્રીજી ગાથા |
| ૯ | દ્વાર | ,, ,, | ,, ,, ,, ,, |
| ૧૦ | વહાણ | प्रथयतु भविकानां० | 'सकलकुशलवल्लि०'ની પાદપૂર્તિ સ્તુતિની ત્રીજી ગાથા |
| ૧૧ | ગંગા નદી | श्रीशत्रुंजयतीर्थ० | 'पंचतीर्थी स्तुति' (સંસ્કૃત)ની ત્રીજી ગાથા |
| ૧૧ | વૃક્ષ | विपुलकुशलमाला० | 'श्रीसिद्धचकस्तुति' (સંસ્કૃત)ની ત્રીજી ગાથા |
| ૧૨ | અમૃતકુંડ | पीत्वा नानाविधार्थामृत० | ज्ञानपंचमीस्तुति (સંસ્કૃત)ની ત્રીજી ગાથા |
| ૧૩ | ચક્ષુ | न देव नादेव० | सिंदूरप्रकर० શ્લોક ૧૭ |
| ૧૪ | ચિંતામણિ-રત્ન | स्फूर्जद्भक्तिनतेंद्र० | स्नातस्या०ની પાદપૂર્તિ સ્તુતિની ત્રીજી ગાથા |
| ૧૫ | સિંહ | ,, ,, ,, | ,, ,, ,, ,, |
| ૧૬ | સૂર્ય | ,, ,, ,, | ,, ,, ,, ,, |
| ૧૭ | નદી | कनकसमशरीर० | શ્રીમહાવીરપ્રભુસ્તુતિની ત્રીજી ગાથા |
| ૧૮ | અમૃત | ज्ञात्वा प्रश्न तदर्थं० | શ્રીસિદ્ધચક્ર સ્તુતિની ત્રીજી ગાથા |
| ૧૯ | વૃક્ષ | शैवेय शखकेतु० | જ્ઞાનપંચમી પાદપૂર્તિ સ્તુતિની ત્રીજી ગાથા |

| ક્રમાંક | ઉપમા | ઉપમાસ્થલ | સ્થલનિર્દેશ |
|---|---|---|---|
| ૨૦ | –હાથી | स्मरत विगतमुद्रं | પૂ. શોભન મુનિકૃત શ્રી કુંથુનાથ પ્રભુ સ્તુતિની ત્રીજી ગાથા |
| ૨૧ | સમુદ્ર | गर्भे जन्मनि दीक्षायां | સાધારણ જિનસ્તુતિ (સંસ્કૃત) ની ત્રીજી ગાથા |
| ૨૨ | અગ્નિ | यद् दोषदावदहनेषु० | આ. શ્રીબપ્પભટ્ટસૂરિકૃત શ્રી ઋષભદેવ પ્રભુ સ્તુતિની ત્રીજી ગાથા |
| ૨૩ | જ્યોત્સ્ના | सङ्कोचमानमति मा० | પં. શ્રીમેરુવિજયજી ગણિવરકૃત શ્રીમલ્લિજિન સ્તુતિની ત્રીજી ગાથા |
| ૨૪ | મહાદેવ | दुर्दान्तवादिकुमत० | પં. શ્રીમેરુવિજયજી ગણિવરકૃત શ્રીમુનિસુવ્રતપ્રભુની સ્તુતિની ત્રીજી ગાથા |
| ૨૫ | બગીચો | भ्रान्तिच्छिदं० | પૂ. શ્રીશોભનમુનિકૃત શ્રીપદ્મપ્રભુની સ્તુતિની ત્રીજી ગાથા |

આ પ્રમાણે કેટલીક ઉપમાઓ સ્તુતિસાહિત્યમાંથી તારવી કાઢી છે.

આ ઉપરાંત *અનેક ગ્રંથો, સૂત્રો અને આગમોમાં શ્રુતજ્ઞાનને વિવિધ મહત્ત્વની ઉપમાઓવડે બિરદાવ્યું છે, તે બધી ઉપમાઓમાં पिटक અને पुरुषની ઉપમા મુખ્યપણે સમજવા જેવી છે, તેના થોડા ઉલ્લેખો નીચે મુજબ છે.

---

* તે બધી ઉપમાઓની વિસ્તૃત યાદી સ્થલસંકોચને કારણે અહીં આપી નથી, બાકી વિવેકબુદ્ધિપૂર્વક તે બધી ઉપમાઓનું પરિશીલન કરાય તો જરૂર શ્રુતજ્ઞાનની અલૌકિક મહિમાની ઝાંખી થાય અને જીવન ધન્ય–સુભગ બને

१ "नमो तेसिं खमासमणाण जेहिं इम वाइय दुवालसंग गणिपिडग भगवत "—શ્રી પાક્ષિકસૂત્ર મૂલ (ચરમ આલાપક)

२ "दुवालसग गणिपिडगं "—શ્રી નદીસૂત્ર–સૂ૦ ૪૦

३ ' दुवालसगे गणिपिडगे "—શ્રી સમવાયાગ સૂત્ર–સૂ૦ ૧૩૬

४ "गणिपिडगसमत्तधारिणो "—શ્રી દશાશ્રુતસ્કધ–શ્રી પર્યુષણા તે કલ્પાખ્ય અધ્ય૦ ૮ સૂ ૪

५ " द्वादशाङ्गं गणिपिटकम् "—શ્રી અર્હત્પ્રવચનસારસગ્રહ (શ્રી તત્ત્વાર્થસૂત્ર) અધ્યાય ૧, સૂ૦ ૨૦ની શ્રી સિદ્ધસેનગણીય વૃત્તિ પા ૮૯, પ ૧૭ અને ૨૭

ઉપરના શાસ્ત્રપાઠોમા જણાવાયેલી પિટકની ઉપમાના ભાવાર્થનુ વિવરણુ કરતા તે તે ટીકાકાર મહર્ષિઓ જે જણાવે છે તે બધા ઉપરથી એમ સમજાય છે કે–પિટક શબ્દનો અર્થ 'રત્ન રાખવાનુ પાત્ર' થાય છે, તેથી જેમ ઝવેરીઓ રત્નની દાબડી કે પેટીને જીવસટોસટ સાચવી રાખે છે, અને ઝવેરીઓની આબરુ કે વ્યવહારનો આધાર પણ દેખાવમા નાની પણ મહામૂલા રત્નોની તે નાની દાબડી ઉપર હોય છે, તેમ અનેક ભવ્યાત્માઓના તરણુતારણુહાર શ્રી જૈનશાસનની પ્રાણુપ્રતિષ્ઠાનો આધાર પણ શબ્દ કે ગ્રંથથી નાના દેખાતા પણ કેવલી ભગવતોએ ભાખેલા મહામૂલા શ્રુતજ્ઞાન ઉપર જ હોય છે અર્થાત્ આચાર્યભગવતો આદિને પ્રાણુના ભોગે પણ રક્ષણુ કરવા લાયક શ્રુતજ્ઞાનની લોકોત્તર મહત્તા પિટક શબ્દથી જ્ઞાનીઓએ સૂચવી છે.

એટલે બીજી બધી ઉપમા કરતા પિટકની ઉપમા શ્રુતજ્ઞાનની અલૌકિક મહત્તા સમજાવી ભવ્યાત્માઓના હિતની સાધના કરવાની શકયતા વધુ સૂચવે છે

આ કારણથી જ આગમોમા કે પ્રાચીન ગ્રંથોમાં ગણિપિટક શબ્દ શ્રુતજ્ઞાનના પરિચય માટે વિશાળ પ્રમાણમા વપરાયો છે.

આ પ્રમાણે શ્રુતજ્ઞાનને પુરુષની ઉપમા પણ આગમોમાં ઘણે સ્થાને આપવામા આવી છે, જેમાના થોડાક ઉદ્ધરણો નીચે મુજબ છે.

१ " अंगपविट्ठं ११ अणंगपविट्ठं १४ "

—શ્રી નદીસૂત્ર સૂ૦ ૪૮

२ " दुवालसंगं गणिपिडग " श्री नदीसूत्र सू. ४०

३ " इच्चेइय दुवालसंगं गणिपिडगं वुच्छित्तिनयट्ठयाए साइअं सपज्जवसिअ "

—શ્રી નદીસૂત્ર સૂ૦ ૪૩

४ " 'द्वादशाङ्ग' श्रुतपरमपुरुषोत्तमस्याङ्गानि इवाङ्गानि द्वादश अङ्गानि आचारादीनि यस्मिंस्तत् द्वादशाङ्गम् "

—શ્રી નદીસૂત્ર સૂ. ૪૦ ની શ્રી હારિભદ્રીયવૃત્તિ પત્ર-૭૮

५ " अगपविट्ठं ' हिर च " श्री नंदीसूत्र सू० ४४

६ " पादयुग जघोरू गातदुगद्ध तु दो य बाहू य । गीवा सिर च पुरिसो बारसअंगो सुतविसिट्ठो । इच्चेतस्स सुत्तपुरिसस्स ज सुत अगभावभागठित त अंगपविट्ठ भण्णति, ज पुण एतस्सेव सुत्तपुरिसस्स वइरेगे ठितं त अगबाहिरति भण्णति ॥ "

—શ્રી નદીસૂત્ર ૪૩ ની ચૂર્ણિ પત્ર ૪૭

७ " तत्र–' पादयुग जघोरू गातदुगद्धं तु दो य बाहूओ । गीवा सिरं च पुरिसो बारसअंगो सुयविसिट्ठो " श्रुतपुरुषस्याङ्गेषु प्रविष्टमङ्गभावव्यवस्थितमित्यर्थ ।

—શ્રી નદીસૂત્ર સૂ. ૪૩ ની શ્રી હારિભદ્રીય વૃત્તિ

८ " इच्चेअं दुवालसंगं गणिपिडग चोद्दसपुव्विस्स सम्मसुअ "

—શ્રી નદીસૂત્ર સૂ૦ ૪૧

१ "नमो तेसिं खमासमणाणं जेहिं इमं वाइयं दुवालसंगं गणिपिडगं भगवंतं"—શ્રી પાક્ષિકસૂત્ર મૂલ (ચરમ આલાપક)

२ "दुवालसंगं गणिपिडगं"—શ્રી નંદીસૂત્ર–સૂ૦ ૪૦

३ 'दुवालसंगे गणिपिडगे"—શ્રી સમવાયાંગ સૂત્ર–સૂ૦ ૧૩૬

४ "गणिपिडगसमत्तधारिणो"—શ્રી દશાશ્રુતસ્કંધ–શ્રી પર્યુષણા તે કલ્પાખ્ય અધ્ય૦ ૮ સૂ ૪

૫ "द्वादशाङ्गं गणिपिटकम्"—શ્રી અર્હત્પ્રવચનસારસંગ્રહ (શ્રી તત્ત્વાર્થસૂત્ર) અધ્યાય ૧, સૂ૦ ૨૦ની શ્રી સિદ્ધસેનગણીય વૃત્તિ પા ૮૯, ૫ ૧૭ અને ૨૭

ઉપરના શાસ્ત્રપાઠોમા જણાવાયેલી પિટકની ઉપમાના ભાવાર્થનુ વિવરણ કરતા તે તે ટીકાકાર મહર્ષિઓ જે જણાવે છે તે બધા ઉપરથી એમ સમજાય છે કે–પિટક શબ્દનો અર્થ 'રત્ન રાખવાનુ પાત્ર' થાય છે, તેથી જેમ ઝવેરીઓ રત્નની દાબડી કે પેટીને જીવસટોસટ સાચવી રાખે છે, અને ઝવેરીઓની આબરુ કે વ્યવહારનો આધાર પણ દેખાવમા નાની પણ મહામૂલા રત્નોની તે નાની દાબડી ઉપર હોય છે, તેમ અનેક ભવ્યાત્માઓના તરણતારણહાર શ્રી જૈનશાસનની પ્રાણપ્રતિષ્ઠાનો આધાર પણ શબ્દ કે ગ્રંથથી નાના દેખાતા પણ કેવલી ભગવતોએ ભાખેલા મહામૂલા શ્રુતજ્ઞાન ઉપર જ હોય છે અર્થાત્ આચાર્યભગવતો આદિને પ્રાણના ભોગે પણ રક્ષણ કરવા લાયક શ્રુતજ્ઞાનની લોકોત્તર મહત્તા પિટક શબ્દથી જ્ઞાનીઓએ સૂચવી છે.

એટલે બીજી બધી ઉપમા કરતા પિટકની ઉપમા શ્રુતજ્ઞાનની અલૌકિક મહત્તા સમજાવી ભવ્યાત્માઓના હિતની સાધના કરવાની શકયતા વધુ સૂચવે છે

આ કારણથી જ આગમોમા કે પ્રાચીન ગ્રંથોમાં गणिपिटक શબ્દ શ્રુતજ્ઞાનના પરિચય માટે વિશાળ પ્રમાણમા વપરાયો છે.

આ પ્રમાણે શ્રુતજ્ઞાનને પુરુષની ઉપમા પણ આગમોમાં ઘણે સ્થાને આપવામા આવી છે, જેમાના થોડાક ઉદ્ધરણો નીચે મુજબ છે.

१ " अंगपविट्ठं ११ अणंगपविट्ठं १४ "

—શ્રી નદીસૂત્ર સૂ૦ ૩૮

२ " दुवालसंगं गणिपिडग " શ્રી नदीसूत्र सू. ४०

३ " इच्चेइयं दुवालसंगं गणिपिडग वुच्छित्तिनयट्ठयाए साइअं सपज्जवसिअ " —શ્રી નદીસૂત્ર સૂ૦ ૪૩

४ " 'द्वादशाङ्ग' श्रुतपरमपुरुषोत्तमस्याङ्गानि इवाङ्गानि द्वादश अङ्गानि आचारादीनि यस्मिंस्तत् द्वादशाङ्गम् "

—શ્રી નદીસૂત્ર સૂ. ૪૦ ની શ્રી હારિભદ્રીયવૃત્તિ પત્ર–૭૮

५ " अगपविट्ठं अंगबाहिर च " શ્રી नंदीसूत्र सू० ४४

६ " पादयुग जघोरू गातदुगद्ध तु दो य बाहू य । गीवा सिर च पुरिसो बारसअंगो सुतविसिट्ठो । इच्चेतस्स सुत्तपुरिसस्स ज सुत अगभावभागठित त अगपविट्ठ भण्णति, ज पुण एतस्सेव सुत्तपुरिसस्स वइरेगे ठितं त अगबाहिरति भण्णति ॥ "

—શ્રી નદીસૂત્ર ૪૩ ની ચૂર્ણિં પત્ર ૪૭.

७ " तत्र–' पादयुग जघोरू गातदुगद्ध तु दो य बाहूओ । गीवा सिरं च पुरिसो बारसअंगो सुयविसिट्ठो " श्रुतपुरुषस्याङ्गेषु प्रविष्टमङ्गभावव्यवस्थितमित्यर्थं ।

—શ્રી નંદીસૂત્ર સૂ. ૪૩ ની શ્રી હારિભદ્રીય વૃત્તિ

८ " इच्चेअं दुवालसंगं गणिपिडग चोद्दसपुव्विस्स सम्मसुअ "

—શ્રી નદીસૂત્ર સૂ૦ ૪૧

९. " 'द्वादशाङ्ग '-श्रुतरूपस्य परमपुरुषस्याङ्गानीवाङ्गानि द्वादशाङ्गानि आचारादीनि यस्मिन् तत् द्वादशाङ्गम् "

—શ્રી નંદીસૂત્ર સૂ० ४१ ની મલયગિરીયવૃત્તિ પા ૧૯૩

१० " तत्राङ्गप्रविष्टमिति–इह पुरुषस्य द्वादशाङ्गानि भवति, तद्यथा–द्वौ पादौ, द्वे जंघे, द्वे उरूणि, द्वे गात्रार्द्धे, द्वौ बाहू, ग्रीवा, शिरश्च, एवं श्रुतरूपस्यापि परमपुरुषस्याचारादीनि द्वादशाङ्गानि क्रमेण वेदितव्यानि, तथा चोक्त–' पायदुग जंघोरू गायदुगद्ध तु दो य बाहू य। गीवा सिर च पुरिसो बारसअंगो सुयविसिट्ठो ॥' श्रुतपुरुषस्याङ्गेषु प्रविष्टमङ्गप्रविष्टम्, अङ्गभावेन व्यवस्थितमित्यर्थ, यत्पुनरेतस्यैव द्वादशाङ्गात्मकस्य श्रुतपुरुषस्य व्यतिरेकेण स्थितमङ्गबाह्यत्वेन व्यवस्थित तदनङ्गप्रविष्टम् ॥ "

—શ્રી નંદીસૂત્ર સૂ. ૪૪ ની શ્રીમલયગિરીયવૃત્તિ પત્ર ૨૦૩

११ " किं अंगपविट्ठस्स उद्देसो समुद्देसो अणुण्णा अणुओगो य पवत्तइ ? किं अंगबाहिरस्स उद्देसो० "

—શ્રી અનુયોગસૂત્ર સૂ० ૩

१२ "तत्राङ्गेषु प्रविष्टम्–अन्तर्गतमङ्गप्रविष्टं श्रुतम् आचारादि, तद्बाह्य तु उत्तराध्ययनादि "

—શ્રી અનુયોગદ્વારસૂત્ર સૂ० ૩ ની મલયગિરીયવૃત્ત પા ૬

१३ " दुवालसंगं गणिपिडग "    —શ્રી અનુયોગદ્વારસૂત્ર સૂ. ૪૨

१४ " 'द्वादशाङ्ग श्रुत' परमपुरुषस्याङ्गानीवाङ्गानि द्वादश अङ्गानि आचारादीनि यत्र तद् द्वादशाङ्गम् । "

—શ્રી અનુયોગદ્વારસૂત્ર સૂ० ૪૨ ની મલયગિરીયવૃત્તિ પા ૩૮

१५ " स्थानं च तत्प्रवचनपुरुषस्य क्षायोपशमिकभावरूपस्याङ्गमिवाङ्ग चेति । '    —શ્રી સ્થાનાંગસૂત્રની શ્રી અભયદેવસૂરીય વૃત્તિ પત્ર ૩

१६ "सुयणाणे दुविहे पण्णत्ते तंजहा–अंगपविट्ठे चेव अंगबाहिरे चेव"

—શ્રી સ્થાનાંગસૂત્ર અ૦ ૨, ઉ ૧, સૂ ૭૧

૧૭ ' प्रवचनपुरुषस्याङ्गानीवाङ्गानि, तेषु प्रविष्टं, तदभ्यतर तत्स्व-रूपमित्यर्थ । "

—શ્રી સ્થાનાङ्गસૂત્ર, અધ્ય ૨, ઉ ૧, સૂ ૭૧ ની
શ્રી અભયદેવસૂરીય વૃત્તિ પત્ર–૫૧

૧૮ " समवयन्ति वा समवतरन्ति समिलन्ति नानाविधा आत्मादयो भावा अभिधेयतया यस्मिन्नसौ समवाय इति, स च प्रवचनपुरुषस्याङ्गमिति समवायाङ्गम् । "

—શ્રીસમવાયાગ સૂત્ર–શ્રી અભયદેવસૂરીય વૃત્તિ પત્ર–૩

૧૯ " दुवालसंगे गणिपिडगे "

—શ્રી સમવાયાગસૂત્ર–સૂ ૧

૨૦ " दुवालसंगे गणिपिडगे "

—શ્રી સમવાયાગસૂત્ર–સૂ. ૧૩૬

૨૧ " तत्र श्रुतपरमपुरुषस्याङ्गानीवाङ्गानि द्वादशाङ्गानि आचारादीनि यस्मिंस्तद् द्वादशाङ्गम् "

—શ્રી સમવાયાગસૂત્ર સૂ ૧૩૬ નો શ્રી અભયદેવસૂરીયવૃત્તિ પત્ર ૧૦૭

૨૨ " सुअंगेइ " —શ્રી સમવાયાગસૂત્ર, સૂ ૧૫૯

૨૩ तथा श्रुताङ्गमिति वा, श्रुतस्य प्रवचनस्य पुरुषरूपस्याङ्गं अवयव इति कृत्वा "

—શ્રી સમવાયાગસૂત્ર–સૂ. ૧૫૯ની શ્રીઅભયદેવસૂરીયવૃત્તિ–પત્ર ૧૫૯

૨૪ " दुवालसंग गणिपिडग "

—શ્રી ભગવતીસૂત્ર–સૂ ૬૮૩

૨૫ " अंगबाहिर कालिअ० अंगबाहिर उक्कालिअ० "

—શ્રી પાક્ષિકસૂત્ર–ઉપાન્ત્યઆલાપક૬૫

૨૬ " दुवालसंग गणिपिडग "

—શ્રી પાક્ષિકસૂત્ર ચરમ આલાપક

૨૭ "तद् द्विविधमङ्गबाह्यमङ्गप्रविष्टं च"

—શ્રી તત્ત્વાર્થસૂત્ર સૂ૦ ૨૦ નુ સ્વોપજ્ઞ ભાષ્ય

૨૮ "अङ्गानि अवयवा आचारादयस्तेभ्यो बाह्यमिति अङ्गबाह्यम्, अङ्गेष्वाचारादिषु प्रविष्टम्-अन्तर्गतम् अङ्गप्रविष्टम्"

—શ્રી તત્ત્વાર્થસૂત્ર સૂ૦ ૨૦ ની શ્રી સિદ્ધસેનગણીયવૃત્તિ પા ૯૦

૨૯ आर्हती वाक्-द्वादशाङ्गं गणिपिटकम्"

—કલિકાલસર્વજ્ઞાચાર્ય શ્રીહેમચન્દ્રસૂરીશ્વરકૃત શ્રા છ દોનુશાસનના મંગલશ્લોકની વૃત્તિ પા ૧

ઉપરના શાસ્ત્રપાઠો ઉપરથી એમ સમજાય છે કે–પરમ તારક જ્ઞાનીભગવતોએ ક્લેશદાયી વિષમ કર્મોની ઉપાધિમા ફસાયેલ સંસારના મોહમૂઢ પ્રાણીઓને સાચા સુખશાતિના માર્ગે લાવવા માટે નિતાન્ત હિતકર શ્રુતજ્ઞાનને પુરુષની ઉપમા આપી અલૌકિક નિષ્કારણ વાત્સલ્યભર્યો કરુણાભાવ દર્શાવ્યો છે, કેમકે ચાર ગતિ–ચોરાશી લાખ જીવયોનિરૂપ આ સંસારરૂપી મહાન્ જંગલમા સુખશાતિ મેળવવાના ઇરાદે આમતેમ આથડતા મોહમૂઢ પ્રાણીઓ જાણ્યે-અજાણ્યે અનાદિકાલના સંસ્કારોને આધીન બની સુખપ્રાપ્તિ માટે કરાતા પોતાના પ્રયત્નોથી નાનાવિધ દુ:ખોની ગહન ગૂચમા અટવાઇ જાય છે. તેમા વળી વસ્તુસ્વરૂપના યથાર્થ વિચાર માટે જોઈતી જ્ઞાનચક્ષુનો અભાવ, વિવિધ પૌદ્ગલિક પદાર્થોની વાસનામાથી જન્મતી મોહવિકલતા અને યોગ્ય સદ્ગુરુના માર્ગદર્શનનો વિરહ સંસારના પ્રાણીઓની ભવઅટવીમા વધુ અથડામણ ઊભી કરે છે. આ બધી સ્થિતિમા માર્ગદર્શન–ભોમિયાની ખરી મહત્તા હોય છે, કેમકે તે પ્રવાસીને યોગ્ય માર્ગે વાળી ઇષ્ટ સ્થલની નજીકમા લઇ જાય

છે, આંધળો, વિકળ કે રસ્તાનો અજાણ્યુ પણ પ્રવાસી ભોમિયાની મદદથી ઇષ્ટસ્થાને સુખપૂર્વક પહોચે છે

આ રીતે શ્રુતજ્ઞાન પણ ભવવનમા અથડાતા સંસારી પ્રાણીઓને વ્યવસ્થિત માર્ગનુ ભાન પણ મેળવવાના સંજોગો ન મેળવ્યા હોય તેવી સ્થિતિમાથી ઉગારી લઈ ધીમે ધીમે અનંતસુખના ધામ તે સમા મુક્તિ સુધી સુખપૂર્વક પહોચાડી દે છે

આ હિસાબે જ આગમોમા-સૂત્રોમા કે ગ્રથોમા દ્વાદશાંગ પદથી શ્રુતજ્ઞાનને સંબોધીને ગર્ભિત રીતે પુરુષની ઉપમા સૂચવી છે, કારણ કે વિશેષણ અને વિશેષ્ય બન્ને સાપેક્ષ હોય છે તેમા પણ વિશેષણની વિશેષ્ય-સાપેક્ષતા વધુ હોય છે, એટલે અઙ્ગ વિશેષણ જ અઙ્ગી-પુરુષનુ આર્થિક ભાન કરાવે છે.

વળી પહેલા નદી, સમુદ્ર, વહાણ, મેઘ, વરસાદ, સૂર્ય, દીવો વગેરે શ્રુતજ્ઞાનની જે ઉપમાઓ વર્ણવી તે બધા કરતા શ્રુતજ્ઞાનને પુરુષની ઉપમા વધુ સંગત, મહત્ત્વની અને મુખ્ય જણાય છે, કારણ કે બીજી બધી ઉપમાઓ શ્રુતજ્ઞાનના એકેક શુભ અંશને મુખ્ય કરી પોતાનો અભિમત અર્થ દર્શાવે છે, જ્યારે પુરુષની ઉપમા તો શ્રુતજ્ઞાનની સર્વાંગીણ મહત્તા ખરેખરા સ્વરૂપમા દર્શાવે છે, કેમ કે–' ચઉ મુંગા શ્રુત એક છે, સ્વ પરપ્રકાશક ભાણુ રે ' વગેરે વચનોથી પાચે જ્ઞાનમા શ્રુતજ્ઞાનની જે પવિત્ર મહત્તા દર્શાવી છે, તે પુરુષની ઉપમાથી સર્વથા અભિવ્યક્ત થાય છે, અન્ય જ્ઞાનો કરતા શ્રુતજ્ઞાનની વિશિષ્ટ મહત્તા અનેક ભવ્યાત્માઓને કલ્યાણકર માર્ગે ચઢાવવાના કારણે જ છે, તેમજ શાસનની સ્થાપના, સંરક્ષણ, વૃદ્ધિ

વગેરે પણ શ્રુતજ્ઞાનના આધારે થતી હોવાથી ભોમિયાની જેમ ભવવનમાથી યોગક્ષેમની સફલ સાધનાપૂર્વક ભવ્યાત્માઓને એકાંત ઉપકાર અન્ય જ્ઞાનો કરતાં શ્રુતજ્ઞાન વધુ પ્રમાણમા કરી શકે છે.

આ દૃષ્ટિથી પુરુષની ઉપમા વધુ વ્યાપક, વિશાલ અર્થને સમજાવનારી અને મહત્ત્વની હોવાથી દુષમારતિમિરતરણિ **પૂ૦ શ્રી ચૂર્ણિકાર ભગવંત શ્રી જિનદાસગણીમહત્તર મહારાજાએ શ્રી નંદીસૂત્રની ચૂર્ણિ** ( સૂ ૪૩ )મા શ્રુત-જ્ઞાનની પુરુષની ઉપમાને યથાર્થ રીતે વિશદ કરતા મહત્ત્વની એક ગાથા નિર્દેશી છે.

પૂ૦ શ્રી ચૂર્ણિકાર મહારાજાને *પોતાના સમયના બુદ્ધિવૈભવ આદિને વિચારતા શ્રુતજ્ઞાનને અપાતી પુરુષની ઉપમાના વર્ણન માટે એક ગાથા પર્યાપ્ત જણાઈ હશે, પરંતુ પુરુષની ઉપમા પાછળ રહેલ મહત્ત્વના હેતુઓને પ્રતિપાદિત કરનાર ગુરુગમ કે સંપ્રદાયની પરંપરા લગભગ વિચ્છિન્ન થઈ જવાના પરિણામે વર્તમાનકાલના જિજ્ઞાસુ આરાધક અને મુમુક્ષુ ભવ્યાત્માઓ માટે તે ગાથા મેલથી રગદોળાએલ અણમોલ હીરાની જેમ ( અન્ય ગાથાઓની જેમ ) સામાન્ય કક્ષામા રહી જવા પામેલ અને આગમોના પઠન–પાઠનમા પ્રવર્ત્તતા મહાનુભાવોમાથી વિરલા પુણ્યાત્માઓ જ તે ગાથાના સાચા રહસ્યને જાણી શકતા હતા.

---

* પૂ૦ શ્રી ચૂર્ણિકાર મહારાજાએ શક સ ૫૯૮ (વિ સ ૭૩૩)મા શ્રી નંદીસૂત્ર ચૂર્ણિની રચના કરેલ છે, ચૂર્ણિના અંતભાગે આવતો ઉલ્લેખ આ વાતને સમર્થન આપે છે

આગમજ્યોતિર્ધર ધ્યાનસ્થ સ્વ પૂ
આગમોદ્ધારકદેવશ્રીની શાસ્ત્રાનુ
સારિ પ્રતિભામાંથી પહેલ-
વહેલો સર્જાયેલ



શ્રી આગમ પુરૂષ
(સ્થળ શ્રીવર્ધમાન જૈન આગમ મંદિર,
પાલીતાણા)

પણ શાસનના પુણ્યપ્રતાપે વીસમી સદીના ઉત્તરાર્દ્ધમા જૈનશાસનરૂપ ગગનમંડલે અજોડ પ્રતાપી શ્રુતજ્ઞાનનો ઝળહળતો એક સૂર્ય ચમકી ઉઠે છે

જેઓએ પૂર્વભવમા સુંદર રીતે આરાધેલ શ્રુતજ્ઞાનના પરિણામે મેળવેલ સુંદર શાસ્ત્રીય ક્ષયોપશમબલે સહુ પુણ્યાત્માઓને યોગ્યતા અને અધિકાર મુજબ એકસરખી રીતે લાભ ઉઠાવી શકાય તેવી વહેતી પવિત્ર શ્રુતજ્ઞાનગંગાને ( કે જે કેટલાક સ્વાર્થલોલુપ અજ્ઞાન માનવીઓના કબજામા કબાટો-પેટીઓ-પટારાઓ અને ભંડકીયાઓના નિયંત્રણમા તારાચંદ સાકળચંદ હસ્તક થોડાક અરસાથી રહેવા પામેલ ) એકલે હાથે, એકધારી ખંત, સતત પરિશ્રમ અને જાતમહેનતથી પ્રત્યેક પંક્તિ અને અક્ષરોની શુદ્ધિ જાળવવાપૂર્વક આરાધકોની યોગ્યતા મુજબ લાભ મળી રહે તે રીતે આગમોનું મુદ્રણ કરાવી પુનઃ અસ્ખલિત ધારાએ વહેતી કરી. વળી જેઓ આગમના પ્રત્યેક અક્ષર અને પદ ઉપર શાસ્ત્રીય દલીલો-યુક્તિઓ વગેરેનું વિશાલ વિવેચન મહિનાઓ સુધી કરી શાસ્ત્રોમા ઠેર ઠેર આવતી સૂત્રના પ્રત્યેક અક્ષરના અનંત અર્થ હોવાની વાતને દીવા જેવી સ્પષ્ટ કરી બતાવતા હતા

તે સુગૃહિતનામધેય, આગમદિવાકર, આગમોદ્ધારક પૂ. આ. શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મ. શ્રીએ શાસ્ત્રીય ઊંડા મંથનના પરિણામે પાલીતાણા શ્રી વર્દ્ધમાન જૈન આગમમંદિરની મહામાગલિક પ્રતિષ્ઠા પ્રસંગે પ્રખ્યાત ચિત્રકાર જયંતી ઝવેરી પાસે ૩॥×૬ ફુટના દી બોર્ડ ઉપર શ્રી નંદીસૂત્રની ચૂર્ણિની

તે ગાથાને મૂર્ત્ત સ્વરૂપ અપાવ્યું, અને એ રીતે વર્ષોથી અણુ-ઉકેલાએલી, ગહન અર્થથી ભરપૂર અને પવિત્રતમ શ્રુતજ્ઞાનની અનેરી મહત્તા સૂચવનારી ગાથા છેવટે એક સમર્થ આગમધર મહાપુરુષના હાથે ઉકેલાઈ, અને આબાલગોપાલ સહેલાઈથી સમજી શકે તે રીતે તેમાથી આગમપુરુષની ઉપમા રેખાઓ અને વિવિધ રગોના મિશ્રણુથી મૂર્ત્ત થવા પામી

ત્યારબાદ **સુરત શ્રીવર્ધમાન જૈન તામ્રપત્ર આગમ મદિરના** ભૂમિગૃહમા **શ્રીસહસ્રફણા પાર્શ્વનાથની** સામે છ છેદસૂત્રોના તામ્રપત્રોવાળી '**ઉત્કૃષ્ટ-શ્રુતમદિર**' નામની ઓરડીમા ભીંત ઉપર પાચ હજારના ખર્ચે અનેક સુધારાવધારા સાથે **પૂ. આગમોદ્ધારકદેવશ્રીની** સંપૂર્ણ દેખરેખ તળે **આગમપુરુષનુ** સુંદર ભિત્તિચિત્ર તૈયાર થયું.

વળી વિ સં. ૨૦૦૯નું ચાતુર્માસ શ્રી આદીશ્વર જૈન ધર્મશાલા( પાયધુની )મા **પૂ. મુનિ શ્રી ધર્મસાગરજી મ. ગણિવરશ્રીનુ** ઠા ૮ સાથે થયું તેમા પૂ ગણિવર્ય **શ્રી ધમસાગરજી** મના ઉપદેશથી અને **શ્રી ગોડીજી જૈન મિત્ર મંડલની** પ્રેરણાથી **શ્રી ગોડીજી પાર્શ્વનાથ** પ્રભુના દેરાસરે ૪૫ આગમનો તપ ૨૨૫ ભાઈ-બ્હેનોએ કર્યો, તે વખતે સહુને ૪૫ આગમોમાથી રોજ એકેક આગમનુ રહસ્ય સમજાવતા **પૂ. આગમોદ્ધારકદેવશ્રીએ** શાસ્ત્રાનુસારી સ્વપ્રતિભાબલે તૈયાર કરેલ **શ્રી આગમપુરુષનો** પરિચય કરાવવો ઉચિત લાગવાથી પ્રખ્યાત ચિત્રકાર **શ્રી ગોકુલદાસ કાપડીઆની** કળાપૂર્ણ